# ગુણલક્ષ્મી અને સદ્‌ગુણલક્ષ્મી

તથા

અન્ય લેખો.

સ્વ. સૌ. વસન્તબા ચન્દ્રશંકર પંડ્યા.

## સ્વ. રા. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીકૃત પુસ્તકો



| | |
|---|---|
| | રૂ. આ. પા. |
| સરસ્વતીચન્દ્ર, ભાગ ૧–૪. ... ... ... | ૭–૧૨–૪ |
| સ્નેહમુદ્રા. ... ... ... ... ... | ૧–૦–૦ |
| લીલાવતી જીવનકલા. ... ... ... ... | ૦–૧૨–૦ |
| દયારામનો અક્ષરદેહ. ... ... ... ... | ૧–૪–૦ |
| Marriage Forms under Ancient Hindu Law. | 0–12–0 |
| Classical Poets of Gujarat. ... ... | 0–6–0 |

---

એન. એમ. ત્રિપાઠીની કમ્પની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઈ.



સદ્ગત સૌ. વસન્તબા પંડ્યા.

જન્મ. — સંવત ૧૯૪૦, વૈશાખ વદ [illegible]

અવસાન: — સંવત ૧૯૭૭ શ્રાવણ વદ [illegible]

# નિર્ગુણલક્ષ્મી અને સદ્‌ગુણલક્ષ્મી

## તથા

## અન્ય લેખો.

લેખક,

**સ્વ. સૌ. વસન્તબા ચન્દ્રશંકર પંડ્યા.**

સંયોજક,

**ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા,**

બી. એ., એલ એલ. બી.

પ્રકાશક,

**નરહરિરામ માધવરામ ત્રિપાઠી.**

ઈ. સ. ૧૯૧૭

મૂલ્ય, રૂ. ૦-૧૦-૦

ગં. સ્વ. જમનાબાઈ નગીનદાસ સક્કઈનો

પવિત્ર સ્મૃતિને.

# ઉપોદ્ઘાત.

મ્હારાં પ્રિય પત્ની સદ્‌ગત સૌ. વસન્તબાના આ લેખસંગ્રહનો ઉપોદ્ઘાત લખવાનું કોમલ અને કરુણ સ્નેહકર્તવ્ય હું મિશ્રિત ભાવોથી કરૂં છું. મ્હારો એક ભાવ ઉંડી વ્યથાનો છે. બાલકરૂપી પોતાના સ્નેહના મૂર્ત આવિર્ભાવને જોઈને માતપિતાને જેવો કૃતકૃત્યતાનો સંતોષ થાય છે તેવો જ પુસ્તકરૂપી પોતાના આત્માના મૂર્ત આવિર્ભાવને જોઇને લેખકને થાય છે. પોતાના લેખને મુદ્રિત સ્વરૂપમાં પ્રકટ થયેલો જોઇને લેખકો જે અકથ્ય ઉલ્લાસ અનુભવે છે ત્હેનો ખરેખરો ખ્યાલ જેઓ લેખકો હશે તેમને જ આવી શકશે. એ કૃતકૃત્યતાનો સંતોષ અને એ અકથ્ય ઉલ્લાસ ભોગવવા જેટલું મ્હારાં પત્ની જીવી ન શકયાં એ મર્મભેદક ભાન મ્હારા હૃદયમાં ઉંડી વ્યથા ઉત્પન્ન કરે છે. મ્હારો બીજો ભાવ કાંઈક નિવૃત્તિનો છે. જેઓએ પોતાનું જીવન પોતાનાં પ્રિય જનોને સાચા જીગરથી ચ્હાવામાં અને ત્હેઓની ન્હાની મ્હોટી સેવાઓ કરી તેઓને સુખી કરવામાં ગાળ્યું છે તેઓ જ બરાબર સમજી શકે છે કે સ્નેહસેવાના નમ્રમાં નમ્ર પ્રસંગો પણ કેવા અમૂલ્ય લ્હાવાઓ છે. પોતાનાં વ્હાલાંઓને ચ્હાવાં અને પોતાનાં વ્હાલાં-ઓની સેવા કરવી એના જેવા આત્માને આહ્લાદ આપનાર અને આત્માનો ઉદ્ધાર કરનાર અનેરા લ્હાવા બીજા થોડા હશે. પોતાનાં પ્રિય જન વિદેહ થતાં અકથ્ય શૂન્યતાની જે અનિવાર્ય શોકમયતા સ્નેહી હૃદયોમાં છવાઈ જાય છે ત્હેમાં એ ભાવનો પણ અંશ છે કે “મ્હારાં પ્રિય જનની સ્નેહ-સેવાના મોંઘા પ્રસંગો હવે મ્હને મળશે નહિ.” સ્નેહસેવાના પ્રસંગોની અલભ્યતા એ સ્નેહોપજીવી હૃદયોને જેવી તેવી હાનિ નથી. એ હાનિજન્ય અકિંચનતાનો હું ભોગ બનેલો હોવા છતાં આટલી યે સ્નેહસેવારૂપ ઉત્તર ક્રિયાનો મોંઘો પ્રસંગ હજી મ્હને પ્રાપ્ય છે એ બુદ્ધિ મ્હારા હૃદયને કાંઈક નિવૃત્તિ આપે છે, અને જેમ પોતાનું સર્વસ્વ ગુમાવનાર નાદાર આશાભર્યા હૃદયે ન્હાનકડી મદદ પણ લેવા દોડે છે તેમ હું પણ કરુણ ઉત્સુકતાથી આ સેવાપ્રસંગનું શરણ સ્વીકારૂં છું.

આ લેખસંગ્રહમાં સમાવેશ પામેલા લેખો કઈ પરિસ્થિતિમાં લખાયા હતા અને કયા સંયોગોમાં તે પ્રકટ થાય છે એ સંબન્ધમાં સંક્ષિપ્ત નિવેદન અસ્થાને નહિ ગણાય એમ હું ધારૂં છું, તેમ જ હું એમ પણ આશા રાખું છું કે હકિકત કહેવાના ઉદ્દેશથી પ્રેરાયેલા અંગત ઉલ્લેખો ઉપર સમભાવી વાચક અહંતાના અપરાધનો આરોપ નહિ મૂકે. અનેક આત્માઓને વિસામો અને પ્રેરણા આપે એવું ગૃહ રચવા ઉપરાંત સાહિત્યસેવા અને સમાજ-સેવાના પ્રદેશોમાં પોતાનો નમ્ર અંશ આપવાની ધર્મબુદ્ધિ મ્હારાં પત્નીમાં પ્રેરવામાં અને પોષવામાં મ્હારી બે પ્રિય ભાવનાઓ નિમિત્ત બની હતી: એક ભાવના આત્માવિર્ભાવની અને બીજી ભાવના સ્નેહમય સહજીવનની. આત્માવિર્ભાવની ભાવના આ: પોતામાં રહેલી સર્વ શક્તિઓનો સંપૂર્ણ ઉપયોગ અને તે ઉપયોગ દ્વારા વિકાસ એ સર્વ આત્માઓનો ધર્મ છે અને અધિકાર છે. જે મનુષ્ય પોતાની શક્તિઓનો સંપૂર્ણ આવિર્ભાવ કરવા પોતાનાથી બનતો પ્રયાસ કરતો નથી તે આત્મદ્રોહી છે એટલું જ નહિ, પરન્તુ સમાજદ્રોહી પણ છે. આત્માનો આવિર્ભાવ એ જ જીવનની સાચી સફલતા છે—વ્યક્તિવિકાસની તેમ જ સમાજસેવાની દૃષ્ટિઓથી. પોતાના આત્માના આવિર્ભાવથી પોતાના જીવનને સફલ કરવા પ્રયાસ કરતા આત્માને અનુકૂલ થવું એ અન્ય આત્માઓનો ધર્મ છે, વિશેષતઃ એ આત્માની સાથે નિકટ સ્નેહસંબન્ધની ગ્રન્થિઓથી બંધાયેલા આત્માઓનો. દમ્પતીજીવનની—સ્નેહમય સહજીવનની—ભાવના આ: દમ્પતીજીવનની સાચી સફલતા શારીરિક સુખોના સહભોગમાં જ નહિ, પરન્તુ તે ઉપરાંત જીવનના ઉન્નત પ્રદેશોના સહસંચારમાં વસ્તુતઃ સમાયેલી છે. પોતપોતાના આત્મા-ઓના સ્વતંત્ર આવિર્ભાવના ધર્મને અનુસરીને જેમ સહજીવન વિશેષ તેમ દમ્પતીજીવનની સફલતા વિશેષ. આ બન્ને ભાવનાઓની પ્રેરણાનું આ લેખ-સંગ્રહ પરિણામ છે. જ્યારથી હું મ્હારાં પત્નીના પરિચયમાં આવ્યો ત્યારથી હું જોઈ શકયો હતો કે ત્હેમનામાં સામાન્ય કરતાં વધારે ઉંચા પ્રકારની બુદ્ધિ હતી એટલું જ નહિ, પરન્તુ લેખનશકિત પણ હતી. તે ઉપરાંત હું એ પણ જોઈ શકયો હતો કે જો કે ત્હેમનાં માતુઃશ્રી **અ. સૌ. સમર્થ-લક્ષ્મીના** અકાલ અવસાનથી ત્હેમનું શાલાશિક્ષણ આગળ વધી શકેલું

ન્હોતું છતાં ત્હેમને વાંચવાનો અસામાન્ય શોખ હતો, અને ત્હેમના વિદ્યાનુરાગી પિતા રા. છગનલાલ હરિલાલ પંડ્યાએ વસાવેલા પુસ્તકાલયનો ત્હેમણે પુષ્કળ લાભ લીધો હતો. આથી વાચનનો અનુરાગ, ગ્રહણશક્તિ, લેખનશક્તિ આદિ સંસ્કારી જીવનની સ્વાભાવિક સંપત્તિ વિશાલ વાચનના સંસ્કારોથી સમૃદ્ધ થયેલી હતી. વળી, શ્રીયુત ગોવર્ધનરામ ત્રિપાઠી જેવા વિદ્વાન્ મામા, શ્રીયુત છગનલાલ પંડ્યા જેવા વિદ્વાન્ પિતા અને શ્રીમતી સમર્થલક્ષ્મી જેવાં સંસ્કારી માતાનાં દૃષ્ટાન્તોએ પણ સંસ્કારી જીવન પ્રતિ અનુરાગ ઉત્પન્ન કરવામાં પોતાનો અંશ આપ્યો હશે. આ અનુકૂલ સંયોગોએ આત્માવિર્ભાવની ભાવનાના પ્રયોગને મ્હારી દૃષ્ટિએ વિશેષ ધર્મરૂપ બનાવ્યો. પ્રતિકૂલમાં પ્રતિકૂલ સંયોગો હોત તો પણ મ્હારાં પત્નીમાં જે સ્વાભાવિક શક્તિઓ હતી ત્હેમનો બને તેટલો ઉપયોગ અને વિકાસ કરવાની અનુકૂલતા આપવાનો મ્હારો પતિ તરિકે ધર્મ હતો, પરન્તુ જ્યારે સંયોગો અનુકૂલ હતા ત્યારે તો એ ધર્મની કર્તવ્યતા વિશેષ સમર્થ બની. તે ઉપરાંત એક વિશેષ પોષક તત્ત્વ પણ હતું. મ્હારા પોતાના જીવનકાર્યની દિશા પણ સાહિત્યસેવા અને સમાજસેવા પ્રતિ જ હતી, એટલે સ્નેહમય સહજીવનની દમ્પતીભાવનાના પ્રયોગને પુષ્ટિ મળી. આત્માવિર્ભાવની ભાવનાના પ્રયોગના પરિણામે જે અમ્હારાં બન્નેનાં સ્વતંત્ર રીતે જીવનકાર્યો બન્યાં હોત તે જ કાર્યો સહજીવનની ભાવનાના પ્રયોગથી પણ જીવનકાર્યો બન્યાં. આટલું સામાન્ય ભૂમિકા રૂપે; હવે કેટલુંક વિશેષ નિવેદન રૂપે.

આ લેખસંગ્રહમાં બે પ્રકારના લેખો દૃષ્ટિએ પડશે: એક લેખરૂપે જ લખાયેલા અને બીજા ભાષણરૂપે લખાયેલા. લેખરૂપે લખાયેલા લેખોમાં "નિર્ગુણલક્ષ્મી અને સદ્‌ગુણલક્ષ્મી"ની કથા એ વધારે સ્થાન રોકે છે. ૧૯૦૨ ની સાલમાં હું જૂનાગઢમાં પ્રીવિઅસ કલાસમાં અભ્યાસ કરતો હતો તે વખતે મ્હારાં પત્ની "મેરાતુલ અરૂસ" નામનું એક પારસી ગુજરાતીમાં અનુવાદિત પુસ્તક વાંચતાં હતાં અને વાંચેલા ભાગોનો સાર મ્હને કહેતાં હતાં. મ્હને લાગ્યું કે જો આપણા હિન્દુ સંસારને અનુસરે એવી રીતે એ કથા આપણે હિન્દુઓ મ્હોટે ભાગે જે ગુજરાતીમાં બોલીએ

છિએ ત્હેમાં લખાય તો લખનારને એક પ્રયોગના અનુભવનો લાભ મળે અને કદાચિત્ બીજાંઓને પણ તે ઉપયોગી થાય. મ્હારો વિચાર મ્હેં સૂચનારૂપે મૂકયો અને તે મંજુર થયો. પરિણામે એ કથા લખાઈ. અમ્હારાં અનેક સ્નેહીસંબન્ધીઓએ તે પુસ્તક વાંચીને તે છપાવવાની મજબૂત ભલામણ કરી. "અનુકૂલતાએ છપાવીશું" કરીને તે પુસ્તક ૧૪ વર્ષ સુધી અમુદ્રિત રહ્યું. જ્યારે મ્હારાં પત્નીના મંદવાડે એવું સ્વરૂપ લીધું કે જેથી તેઓ કદાચિત્ નહિ બચી શકે એવો ભય ઉત્પન્ન થયો ત્યારે તેઓના જીવન દરમ્યાન આ પુસ્તક છપાઈ જાય તો સારૂં એવી ઇચ્છા મ્હારા મનમાં થઈ. મ્હારા મિત્ર અને મ્હારાં પત્નીના મામાના પુત્ર ભાઈ રમણીયરામે એ પુસ્તક સત્વર છપાવી આપવાનું માથે લીધું. એ ભાઇના સ્નેહભર્યાં ઉત્તેજન વિના આ પુસ્તક કદાચિત્ વધારે લાંબો વખત અમુદ્રિત રહ્યું હોત. એ ભાઇનો હું અન્તઃકરણપૂર્વક આભાર માનું છું. "નિર્ગુણલક્ષ્મી અને સદ્ગુણલક્ષ્મી"ની કથાનું એક ફૉર્મ છપાઇને આવ્યું ત્યાં તો મ્હારાં પત્નીનો મંદવાડ વધારે ગંભીર બન્યો અને જન્માષ્ટમી—૨૦ મી ઑગસ્ટ, ૧૯૧૬ ને દિવસે મધ્યાહ્ને ત્હેમણે ૩૨ વર્ષની જુવાન ઉમ્મરે દેહ છોડ્યો. શરૂઆતમાં માત્ર "નિર્ગુણલક્ષ્મી અને સદ્ગુણલક્ષ્મી"ની કથા જ એકલી છપાવવાનો વિચાર હતો, પરન્તુ પાછળથી ત્હેમના બધા લેખોને સંગ્રહરૂપે પ્રકટ કરવાનું ઉચિત લાગ્યું અને પરિણામે આ રૂપમાં આ લેખસંગ્રહ પ્રકટ થાય છે. "પૂનાની ન્હાનકડી સ્હેલ", "અનાથ બાલિકા"નો અનુવાદ, "મહર્ષિ રાનડેના ચરિત્રનો સાર" આદિ ન્હાનકડા લેખો તેઓએ સ્વયંભૂ સ્ફુરણાથી લખ્યા હતા, અને તેઓ હોંસથી એ લેખો લખવામાં તલ્લીન થયાં હતાં તે સમયની ત્હેમની ગૌરવાન્વિત તથા ચિન્તનલીન મુખાકૃતિ હજી મ્હારાં ચક્ષુ સમક્ષ મૂર્તિમંત છે. સાહિત્યસેવાની દિશામાં આરમ્ભ રૂપે થોડાક નમ્ર પ્રયાસો ઉપરાંત સમાજસેવાની દિશામાં પણ નમ્ર પ્રયાસો ત્હેમણે આરંભ્યા હતા. તેઓ ૧૯૦૭ માં મુંબાઈ આવ્યાં ત્યારથી ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડલ, સેવાસદન આદિ સંસ્થાઓનાં સંમેલનોમાં જાતે હોંસથી જતાં એટલું જ નહિ, પરન્તુ પોતાની અનેક ભગિનીઓને સાથે લઈ જતાં. ગુજરાતનાં સદ્ગત સાધ્વી ગં. સ્વ. જમનાબાઈ

સક્રઈની ખાસ મમતાનાં તેઓ પાત્ર થયાં હતાં અને ૧૯૧૪ માં તેઓ ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડલનાં એક મંત્રી તરિકે નીમાયાં હતાં. મંડલમાં કામ કરીને ગુજરાતના સ્ત્રીવર્ગની સેવા કરવાની હોંસ ત્હેમનામાં દિવસે દિવસે વધતી જતી હતી. મુંબાઇમાં ભરવામાં આવેલી કેટલીક સ્ત્રીસભાઓ આગળ ત્હેમણે આપેલાં ભાષણોનો આ સંગ્રહમાં સમાવેશ કરવામાં આવ્યો છે. વિશેષ શું ! સાહિત્યસેવાના અને સમાજસેવાના પવિત્ર પ્રદેશોમાં હજી તો તેઓ પ્રવેશ કરતાં હતાં ત્યાં કાલનો ક્રૂર પડદો પડ્યો અને ત્હેમનો પ્રવેશ પ્રવેશ જ રહ્યો ! એ પ્રવેશના એક નમ્ર પરિણામરૂપ આ લેખસંગ્રહ ત્હેમની ખાસ ઇચ્છાથી સાધ્વી જમનાબ્હેનને અર્પણ કર્યો છે.

વાંચનાર ! જો ત્હારા પોતાના ન્હાનકડા સંબન્ધીમંડલથી અતીત થઈ ગુર્જર મૈયાનાં સન્તાનરત્નો પ્રતિ મમતાના ઉમળકા તું અનુભવી શકતો હોય,— જો સૌ. સુમતિ, સૌ. વિજયાલક્ષ્મી, સૌ. ઊર્મિલા આદિ રંક ગુજરાતની લક્ષ્મીરૂપ આશાસ્પદ કલિકાઓના અકાલે ચૂંટાવાથી તું શોકાભિભૂત થતો હોય–તો પૂરજે ત્હારો સુર મ્હારા શોકોદ્ગારમાં :

( મન્દાક્રાન્તા )

જ્યારે ધાર્યું : વિકસિત બની, રમ્યતા દિવ્ય ધારી
સૌને દેશે અતુલ સુખ તું વાસ ત્હારો પ્રસારી,
ન્હોતું જાણ્યું કુસુમકલિકે ! આમ ચૂંટાઇ જાશે !
ન્હોતું જાણ્યું મનની મનમાં આમ રે ! હા ! સમાશે !

ચાઇનાબાગ, ગિરગામ,
મુંબાઈ, તા. ૨૯–૧–૧૯૧૭. } ચન્દ્રશંકર નર્મદાશંકર પંડયા.

## લેખક્રમ.


| | | |
|---|---|---|
| ૧. | નિર્ગુણલક્ષ્મી અને સદ્ગુણલક્ષ્મી. | ૧ |
| ૨. | આપણી કન્યાઓના હિત વિષે કેટલાક પ્રશ્નો. | ૮૮ |
| ૩. | શ્રી રામજયન્તી. | ૯૦ |
| ૪. | જુગાર. | ૯૩ |
| ૫. | પૂનાની એક ન્હાનકડી સહેલ. | ૯૫ |
| ૬. | જુગાર. | ૧૦૨ |
| ૭. | મહર્ષિ રાનડેના જીવનની કેટલીક યાદગીરીઓ. | ૧૦૮ |
| ૮. | અનાથ બાલિકા. | ૧૧૨ |




# નિર્ગુણલક્ષ્મી અને સદ્‌ગુણલક્ષ્મી.



## નિર્ગુણલક્ષ્મી નામની મીજાજદાર વહુ.

નિર્ગુણલક્ષ્મી નામની એક મૂર્ખ છોકરીનાં લગ્ન ભોળાનાથ નામના એક જુવાન સાથે થયાં હતાં. તે છોકરી પોતાની મૂર્ખાઇથી સાસરામાં વર્ષ એ વર્ષ પણ નીભાવ કરી શકી નહિ. ત્હેને પરણ્યાને ચાર પાંચ મહિનાએ થયા નહિ હોય એટલામાં તો ત્હેણે પોતાના પતિને વારંવાર કહેવા માંડ્યું કે "મ્હારે અને તમ્હારી માબ્હેનોને બનવાનું નથી; મ્હને તો મ્હારે જુદું ઘર માંડી આપો." ભોળાનાથે એક દિવસે ઉત્તર આપ્યો કે "મ્હારી મા બ્હેન સાથે ત્હારા કંકાસ હું જાણું છું અને ત્હેમાં બધો વાંક ત્હારો જ છે. મોહોલ્લાના હલકા લોકોની તું સોબત રાખે છે ત્હેનું ત્હને ભાન પણ નથી. એ નથી આપણા બરોબરીયાં કે નથી આપણાં સગાં. આખા મોહોલ્લામાં ત્હારે વિષે વાતો થાય છે કે આવી તે કેવી વહુ પરણી લાવ્યા કે આખો દિવસ નીચા લોકોની જ સોબતમાં બેશી રહે છે? જો કે આપણા મોહોલ્લામાં ઘણા સારા અને આબરૂદાર લોકો રહે છે અને તેઓ આપણા ઘરમાં આવજાવ કરે છે, પણ ત્હેમની સાથે તો તું બોલતી પણ નથી. બાએ ત્હને નઠારા લોકોની સોબત કરવાની ના કહી ત્હેમાં શું ખોટું કર્યું?" તે મૂર્ખ છોકરીએ જવાબ દીધો કે "મહોબત મન ભાવતી હોય છે. મ્હારી માની પડોશમાં એક છોકરી રહેતી હતી, તે મ્હારી સહીયર થતી હતી. જ્યારે અમ્હેં ન્હાનાં હતાં ત્યારે એકબીજા સાથે રમતાં. તે બિચારી ઘણી ગરીબ હતી. તેથી હું મ્હારી માનાથી છાની ઘણી ચીજો તેને આપતી. મ્હારી માએ મ્હને ઘણીવાર ના કહી, પણ મ્હેં ત્હેની દોસ્તી છોડી નહિ." ત્હેના પતિએ જવાબ દીધો કે "એમ કરવામાં ત્હેં ઘણું જ ખોટું કર્યું." એ સાંભળી પેલી મૂર્ખ છોકરી બોલી, "જુઓ ઇશ્વરના સમ ખાઇને કહુ છું કે મ્હને જે કહો તે સંભાળીને

કહેજો, નહિ તો હું કુટી કુટીને મરી જઇશ.” એટલું બોલી તે રડવા લાગી ને પોતાના માબાપને તથા પોતાને ગાળો દેવા લાગી. “ રે ઇશ્વર, મ્હારાં માબાપને બીજું કોઇ ઘર ન જડ્યું કે મ્હને આવે ખરાબ સાસરે પરણાવી? આના કરતાં તો મોત આવે તે સારૂં.” એમ બોલતાં ગુસ્સામાં પાન ખાવાની રકાબી જે ખાટલા ઉપર મૂકેલી હતી તેને લાત મારી ઉરાડી નાંખી, એટલે ત્હેમાંનો તમામ કાથો ચુનો બીછાના ઉપર પડી ગયો. બીજું રંગીન લુગડું જે સંકેલીને પગ આગળ મૂકેલું હતું ત્હેને ચુનો લાગવાથી, ત્હેનો તમામ રંગ ખવાઈ ગયો. રકાબી પડવાનો ધબકારો સાંભળીને સામેના ઓરડામાંથી ત્હેની સાસુ દોડી આવી. પોતાની માને આવતી જોઇને ભોળાનાથ બીજે દાદરેથી જતો રહ્યો, પણ પોતાના દીલમાં પસ્તાવા લાગ્યો કે “ મ્હેં તે આને કયાંથી બોલાવી ? ” સાસુએ આવીને જોયું તો ચાર પૈસાનો કાથો જે તે દિવસે જ ચાળીને ડાબલીમાં ભર્યો હતો તે સઘળો નીચે પડેલો છે, પથારીમાં કાથો કાથો થઈ રહ્યો છે, લુગડું ચુનાથી તરબોળ થઈ ગયું છે; તોપણ સાસુએ વહુને છાતી સરસી ચાંપી અને ફોકટ પોતાના પુત્રને કેટલોક ઠપકો દીધો. પેલી મૂર્ખ છોકરીને વધારે રડવાનું બહાનું મળ્યું ! સાસુએ ઘણું યે સમજાવી તથા કાલાવાલા કર્યા પણ ત્હેની અસર આ મૂર્ખ છોકરી ઉપર થઈ નહિ. ત્હેના રડવા કુટવાનો અવાજ સાંભળીને પાડોશણો ભેગી મળી અને આખરે ત્હેની એક સહીયર જઇને તે મૂર્ખ છોકરીની માને કહી આવી. ત્હેની મા પણ બહુ જ આકળા સ્વભાવની હતી. તે સાંભળતાં જ વેવાઈને ત્યાં આવી પ્હોંચી. ત્યાં ઘણું લઢી વઢીને છોકરીને પોતાની સાથે ઘેર લઈ ગઈ. આથી કેટલાક મહિના સુધી બન્ને તરફથી આવવું જવું, મોકલવું કરવું, બધું બંધ પડ્યું.

આ મૂર્ખ છોકરી જેનું નામ નિર્ગુણ લક્ષ્મી હતું ત્હેનામાં નામ પ્રમાણે જ ગુણ હતા—એટલે તે ગુણ વગરની જ હતી. ત્હેનો સ્વભાવ બહુ ખરાબ હતો, પણ ત્હેની ન્હાની બ્હેન સદ્‌ગુણલક્ષ્મી કરીને હતી તે ઘણી ડાહી, સમજુ અને સારા સ્વભાવની હતી. ન્હાની ઉમ્મરમાંથી જ તે ધર્મપુસ્તકો વાંચતી, ઘરનો હેવાલ પોતાના બાપને પરદેશમાં દર અઠવાડીએ લખી મોકલતી હતી, બધી જાતનાં કપડાં વેતરી તથા સીવી

જાણુતી હતી તથા જાતજાતની રસોઈ પણ કરી શકતી હતી. આખા મોહોલ્લામાં આ ડાહી છોકરી સદ્‌ગુણુલક્ષ્મીનાં વખાણુ થતાં હતાં. માના ઘરનો તમામ હીસાબ ત્હેના હાથમાં રેહેતો હતો. જ્યારે કોઈ વાર ત્હેનો પિતા પરદેશથી રજા લઇને ઘેર આવતો ત્યારે ઘરના વહીવટ બાબતની સર્વે સલાહ તેને પૂછતો. રૂપૈયા, પૈસા, ઓરડી અને પેટીઓની કુંચીઓ, સર્વે કાંઈ સદ્‌ગુણુલક્ષ્મી પાસે રહેતું હતું. મા બાપ બન્ને ખરા મનથી ત્હેને ચ્હાતાં હતાં. અને મોહોલ્લાના સર્વે લોકો ત્હેના પર પ્રેમ રાખતા હતા. આથી ત્હેની મ્હોટી બ્હેન નિર્ગુણુલક્ષ્મીને ત્હેની અદેખાઇ આવતી. વખતે ન્હાનીબ્હેનને એકલી દેખે તો મારતી પણ ખરી. તો પણ સદ્‌ગુણુલક્ષ્મી ત્હેનું માન રાખતી અને મા આગળ ત્હેની ફરીયાદ પણ કરતી ન હતી. કંઇક સંયોગથી બન્નેની માગણી એક જ ઘરમાં થયેલી હતી. ભોળાનાથ અને દુર્ગાનાથ બે ભાઇઓ થતા હતા. ત્હેમાં નિર્ગુણુલક્ષ્મીનાં લગ્ન મ્હોટા ભાઈ ભોળાનાથ સાથે થયાં હતાં અને સદ્‌ગુણુલક્ષ્મીનો વિવાહ દુર્ગાનાથ સાથે થયો હતો, પણ ત્હેનાં લગ્ન થયાં ન હતાં. મ્હોટી બ્હેનના ખરાબ સ્વભાવને લીધે ન્હાની બ્હેનનાં લગ્ન અટકત, પણ એ છોકરીઓની માશી ભોળાનાથના ઘરની પાસે રહેતી હતી. તે હમેશાં સમાધાન કરાવતી હતી. ઉપર કહ્યું તેમ નિર્ગુણુલક્ષ્મી સાસરેથી રીસાઇને જતી રહી હતી, પણ તેની માશીએ ઘણો ઠપકો આપી, વચ્ચે સમજુતી કરાવી. કેટલાક મહિના બાદ બેસતા વર્ષના બહાનાથી તે પોતાની ભાણુજને પાછી સાસરે લઈ ગઈ.

કેટલાએક દહાડા સુધી તો ભોળાનાથ તેની સાથે બરાબર બોલ્યો નહિ. પછી એક દિવસે ભોળાનાથે પોતાની માને કહ્યું કે "આજે રાતે મ્હેં એક દોસ્તને જમવાનું કહેલું છે, વાસ્તે રસોઈ થોડી વધારે અને સ્વાદિષ્ટ બનાવજો." માએ જવાબ દીધો, "ભાઈ, ઈશ્વર જાણુ છે કે હું રોટલી પણ કેવી શક્તિથી કરૂં છું ? ત્રણુ દિવસ થયાં ખાવા વખતે મ્હને બહુ જ તાવ આવે છે ને મ્હને પોતાનું ભાન પણ રેહેતું નથી. ઈશ્વર પડોશીનું ભલું કરે કે તે એટલું પણ રાંધી આપે છે. તમ્હેં તમ્હારા મિત્રને જમવાનું કહ્યું તે પેહેલાં મ્હને પૂછ્યું હત તો સારૂં થાત." ભોળાનાથે

આશ્ચર્ય પામીને પોતાની વહુ તરફ હાથ લાંબો કરીને કહ્યું કે "શું એ એટલું પણ કરતી નથી?" વહુનામાં એટલી ધીરજ ક્યાં હતી કે આટલું સાંભળીને ચૂપ રહે. તરત જ બોલી ઉઠી કે "એ ઘરડી માને પૂછો કે દીકરાનાં લગ્ન કર્યાં છે કે દાસી વેચાતી લીધી છે? લ્યો, સવારમાં ઉઠીને તરત ચુલો ફૂંકવો કેમ?" ભોળાનાથે વિચાર કર્યો કે હમણાં જો વધારે કહીશ તો પહેલાંની પેઠે ફજેતી થશે. તેથી દીલગીર થઈને ચૂપ રહી ગયો અને પોતાના મિત્ર માટે બજારમાંથી કંઈક વેચાતું લઈ આવ્યો, એટલે એ વાત તો અહીં જ ઢંકાઈ ગઈ; પણ ત્હેને બદલે ભોળાનાથને બીજી એક મુશ્કેલી નડી.

નિર્ગુણલક્ષ્મીનું નામ સાસરામાં "મીજાજદાર વહુ" એવું પડ્યું હતું. હવે તે બિચારાએ દીવાળી તથા બેસતા વર્ષને માટે આઠ દીવસ પ્હેલાંથી મીજાજદાર વહુજીને માટે કપડાંની તૈયારી કરવા માંડી. દરરોજ જુદી જુદી જાતનાં કપડાં, રંગ બેરંગી ચૂડીઓ, ઝીકચળકથી ભરેલી ચોળીઓ લાવતો હતો, પણ તે કાંઈ મીજાજદાર વહુની નજરમાં આવતું ન હતું. એમ કરતાં દીવાળીને માત્ર એક જ દહાડો બાકી રહેલો હતો ત્યારે તે ઘણો દીલગીર થઈને નિર્ગુણલક્ષ્મીની માશી પાસે ગયો. ત્હેણે ત્હેને આવતો જોતાંજ ઉભી થઈને હર્ષથી આવકાર દીધો ને હેતથી બેસાડી પાનસોપારી ખવડાવ્યું. પછી પૂછ્યું કે "કહો, નિર્ગુણલક્ષ્મી સારી પેઠે તો છે?" ભોળાનાથે જવાબ દીધો કે "તમ્હારી ભાણેજ તો કંઈ એવા ખરાબ મીજાજની છે કે એનાથી હું ઘણો જ ત્રાસ પામું છું. એના ઢંગ કંઈ ઓર તરેહના જ છે.

તે ડાહી સ્ત્રી બોલી કે "ભાઈ, તેની કંઈ ફીકર ન કરો. હજી એની ઉમ્મર ન્હાની છે. છોકરાં છૈયાં થશે ને ઘરનો ભાર માથે પડશે, એટલે પોતાની મેળે મીજાજ સારો થશે. ભાઈ, ઈશ્વરે તમને સર્વે વાતે ડાહ્યા કર્યા છે, માટે એવું ન થાય કે લોકો હસે ને તમ્હારી ફજેતી જુએ." ભોળાનાથ બોલ્યો કે "હું તો એ જ વિચારથી ઘણી વખત બોલતો નથી. હવે તમે જ જુઓ કે કાલે દીવાળી છે તોપણ અત્યાર સુધી નથી ચૂડીઓ પ્હેરી કે નથી કપડાં તૈયાર કર્યાં. જરા તમ્હે પોતે મહેરબાની કરી આવી

ને સમજાવો. મ્હેં તો ઘણુંયે કહ્યું તેમ જ મ્હારી બાએ પણ કેટલું સમજાવી પણ કોઇનું કંઈ માનતી જ નથી."

પછી તે પોતાની ભાણેજ પાસે ગઈ. જઈને તરત જ ત્હેને ઠપકો દઈને તથા કેટલીએક શીખામણ દઈને ચૂડીઓ પહેરાવી તથા કપડાં વેતર્યાં. દીવાળીને વચમાં એક જ દિવસ બાકી હતો માટે બધાં મળીને શીવવા બેઠાં. માશીએ કહ્યું કે "લ્યો બ્હેન, તમ્હે આ ચોળીનું મ્હોળીયું સ્હોડો, તમ્હારાં સાસુ બીજી ચોળી વેતરે છે એટલામાં હું તમ્હારા લુગડાને કોર સ્હોડું છું. થોડીવાર પછી નિર્ગુણલક્ષ્મી મ્હોળીયાં સ્હોડી રહીને બોલી, "લ્યોરે હજી તો ત્હમારે બે છેડા બાકી રહ્યા છે એટલામાં હું તો સ્હોડી પણ રહી." માશીએ જોયું તો મ્હોળીયાં અવળાં સ્હોડેલાં હતાં. નિર્ગુણલક્ષ્મીની સાસુના દેખતાં શરમને લીધે મ્હોં ઉપર તો કંઈ બોલી નહિ, પણ છાનીમાની બે ચાર ચુંટીઓ એવી ખણી કે નિર્ગુણલક્ષ્મીની આંખમાં પાણી આવ્યાં. પછી આંખની ઇશારતથી કહ્યું કે "અલી, જરા જો તો ખરી, મ્હોળીયાં અવળાં સ્હોડી બેઠી છું તે." નિર્ગુણલક્ષ્મીએ પોતાનું શીવેલું બધું ઉખાડી નાંખ્યું અને ફરીથી શીવવા લાગી. બીજી વાર જ્યારે શીવી રહી ત્યારે માશીએ જોયું તો તેમાં પણ વચ્ચે વચ્ચે કરોચલી રહી ગઈ હતી. હવે ત્હેનાથી ખમાયું નહિ તેથી નિર્ગુણલક્ષ્મીની સાસુનાથી છાનેમાને એક સોય નિર્ગુણલક્ષ્મીના બ્હાંસામાં ભોકી દીધી ને મ્હોળીયાં ફરીથી ઉકેલીને પોતે સ્હોડ્યાં. એવી રીતે મીજાજી વહુનાં કપડાં તૈયાર થયાં. રાત બહુ ગઈ હતી તેથી નિર્ગુણલક્ષ્મીની માશી ત્હેને ઘેર ગઈ.

## દીવાળીની ગરબડ ને મીજાજદારનો મરડાટ.

સવાર પડતાં છોકરાંઓ દીવાળીની ખુશીમાં મળસ્કામાં જ ઉઠ્યાં. કોઇએ રાતની મૂકેલી મેંદી હાથેથી છોડી, કોઇએ અત્તર ગુલાબજળને માટે ઉતાવળ કરી, કોઇએ ઉઠતાં જ દીવાળીની માગણી શરૂ કરી. ભોળાનાથ પણ મળસ્કામાં ઇશ્વરપ્રાર્થના કરી દાતણ પાણી કરી, સ્નાન કરવા ગયો. સ્નાન કરી આવીને જોયું તો છોકરાં બધાં સુન્દર કપડાં પહે-

રી ને તૈયાર થઈ રહ્યાં છે, પણ મીજાજદાર વહુ તો પોતાની રોજની ટેવ પ્રમાણે હજી પણ સૂઈજ રહી છે. ભોળાનાથે પોતાની ન્હાની બ્હેન મદનકુમારીને કહ્યું કે "મદનબ્હેન, જરા જઇને તમ્હારાં ભાભીસાહેબને જગાડો." પ્હેલાં તો મદનકુમારી અચકીને ઉભી, કારણ કે તે આ મીજાજી વહુથી બહુ જ બ્હીતી હતી. જ્યારથી પરણીને આવી ત્યારથી આ મીજાજદારે પોતાની આ ન્હાની નણંદ સાથે એક દહાડો પણ પ્રેમથી વાત કરી ન્હોતી. તેમ જ પોતાની પાસે આવવા કે બેસવા પણ દેતી ન્હોતી. તો પણ ભાઈના કહેવાથી તે દીવાળીની ખુશીમાં મદનકુમારી દોડતી દોડતી ગઈ ને બોલી, "ભાભીજી, ઉઠો," ભાભીએ ઉઠતાં જ મદનકુમારીને એક તમાચો ચ્હોડી કાઢયો. મદન બિચારી રડવા લાગી. બ્હારથી ત્હેનો અવાજ સાંભળીને ભાઇ દોડી આવ્યો અને બ્હેનને રડતી જોઇને પુછ્યું, "શું છે?" મદનકુમારીએ રડતાં રડતાં કહ્યું, "ભાભીએ મારી." મીજાજદાર બોલી, "જુઓ રાંડ જુઠી, પોતે જ દોડતાં પડી ગઇ ને વળી મ્હારૂં નામ દે છે." ભોળાનાથને રીસ તો ચઢી પણ વખત જોઇને મ્હોં બંધ કર્યું. મદનકુમારીને હેતથી પટાવી ફોસલાવીને છાની રાખી ને વહુને કહ્યું, "હશે હવે ઉઠો, ન્હાઓ ને કપડાં બદલો. દહાડો ઘણો ચઢયો છે. હું બ્હાર જાઉં છું." મીજાજદારે તોબરો ચઢાવી જવાબ દીધો કે "હું તો એટલી વ્હેલી નથી ન્હાવાની. હમણાં ઠંડક બહુ છે. ત્હમારે જવું હોય તો જાઓ. મ્હેં કંઈ તમને ના કહી છે?" ભોળાનાથને આવા રોકડા જવાબથી ઘણું દુઃખ થયું. મીજાજદાર એવી ખરાબ હતી કે પોતાના પતિને હમેશ દુઃખી કરતી. એટલામાં ભોળાનાથને ત્હેની માએ કહ્યું કે "ભાઈ, બજારમાં જઈ દૂધ લાવી આવો ને પછી ખુશીથી જ્યાં જવું હોય ત્યાં જાઓ." ભોળાનાથે કહ્યું, "ઠીક, પૈસા આપો એટલે દૂધ લઈ આવું, પણ જો મ્હારા આવ્યા પ્હેલાં એ કપડાં નહિ બદલે તો બધાં કપડાં હું ચૂલામાં નાંખીશ." એમ કહી ભોળાનાથ તો દૂધ લેવા ગયો. ત્હેની માને ખબર હતી કે દીકરાનો મીજાજ ઘણો ગયો છે અને એનો સ્વભાવ પણ ઓર તરેહનો છે. ઘણું કરી એને ગુસ્સો ચઢતો નથી, પણ જ્યારે ચઢે છે ત્યારે એની અક્કલ ઠેકાણે રહેતી નથી માટે વખત છે ને ખરેખર નવાં કપડાં પણ બાળી

નાંખશે. તેથી પોતે જલદીથી વહુ પાસે ગઈ ને બોલી, “ દીકરી, સપરમે દહાડે આમ શું કરો છો ? ઉઠો, ન્હાઓ ને કપડાં બદલો. ” મીજાજદારે કહ્યું, “ નહિ, હું તો આ વખતે નથી ઉઠતી ને નથી ન્હાતી. થોડીવાર પછી ન્હાઇશ. ” સાસુએ ઘણા કાલાવાલા કરી વહુને ઉઠાડી, નવરાવી, ધોવરાવી, વાળ હોળીને કપડાં પ્હેરાવી ભોળાનાથના આવ્યા પ્હેલાં શણુગારીને બેસાડી. ભોળાનાથ ઘેર આવતાં પત્નીનો આ ફેરફાર જોઈ ખુશી થયો. પછી બ્હાર જતાં મદનકુમારીને પૂછ્યું, “ કહો બ્હેન તમ્હારે માટે બજારમાંથી શું લાવું ? ” મદન બોલી, “ એક સારી શોભીતી ચોપડી મૂકવાની લાકડાની ઘોડી લાવજો. તે ઉપર હું મ્હારી ભણવાની ચોપડી મૂકીને વાંચીશ. વળી ખડીઓ કલમ મૂકવા સારી એક ન્હાની પેટી પણ લાવજો. ” એટલામાં મીજાજદાર બોલી ઉઠી, “ ત્યારે મ્હારે સારૂ શું ? ” ભોળાનાથે કહ્યું, “ જે તમ્હેં કહો તે લેતો આવું. ” મીજાજદાર બોલી, “ મકાઈ, સીંગોડાં, બોર, ભોંયશીંગો અને સારી સરસ જોઇને નારંગીઓ ને એક ખંજરી લાવજો. ” એ સાંભળી ભોળાનાથ હસવા લાગ્યો ને પૂછ્યું કે “ ખંજરીને શું કરશો ? ” પેલી મૂર્ખ મીજાજદારે જવાબ દીધો કે “ વગાડીશું, વળી બીજુ શું કરે ? ” ભોળાનાથે જાણ્યું કે હજી સુધી આ મૂર્ખમાં ન્હાનાં છોકરાંની પેઠે ખાવારમવાના જ વિચાર છે. મીજાજદારે કપડાં બદલ્યાથી જે ખુશી ભોળાનાથને થઇ હતી તે આથી ધૂળ મળી ગઈ અને દીલગીરીથી બ્હાર જતો રહ્યો.

આણી પાસ એ ગયો કે મીજાજદારે વળી એક નવો ખુટ્ટો ઉભો કર્યો. સાસુને કહ્યું કે “ મને ગાડી મંગાવી આપો. હું મ્હારી માને ઘેર જાઉં છું. ” સાસુએ જવાબ દીધો, “ આ વખત તે કાંઈ ઘેર જવાનો છે ? ચાર મહિના ઘેર રહીને હજી તો આઠ દિવસ થયાં તમ્હે આવ્યાં છો. ત્હેમાં પણ આજે બેસતા વર્ષને દહાડે જાઓ એ તો ઘણું જ ખોટું. ” મીજાજદારે કહ્યું, “ આજે મારો જીવ ઘણો ગભરાય છે ને કંઈ ગમતું નથી. મ્હને મ્હારી માની પડોશમાં રહેલી મ્હારી ન્હાનપણની સહીયર સાંભરી છે. સાસુ બોલી, “ હા દીકરી, કોઇને કોઈ સાથે એવી પ્રીત હોય છે કે જેવી તમને તમ્હારી સહીયર સાથે છે. માટે તમને જો ત્હેને મળવાનું જ મન હોય તો ત્હેને અહીં

બોલાવી મંગાવો." બીજાજદારે કહ્યું, "વાહ ! શું જબરાં તેડાવનારાં ! જો એમ જ બોલાવનારાં હતાં તો કાલે જ ત્હેને બોલાવીને ચૂડીઓ કેમ પહેરાવી નહિ ?" સાસુએ કહ્યું, "દીકરી, મ્હને શું ખબર કે તમને તે એકાએક સાંભરી આવશે ?" બીજાજદાર બોલી, "બસ બસ, હવે ભાંજગડ શું કરો છો ? જો ગાડી મંગાવવી હોય તો મંગાવી આપો, નહિ તો હું બીજા કોઈ પાસે મંગાવું છું." સાસુએ કહ્યું, "દીકરી, તમારી અક્કલ ઠેકાણે નથી કે શું ? ધણીને પૂછ્યું નથી ને પોતાની મેળે જાઓ છો ? શું મ્હારૂં ઘડપણ લજાવવું છે કે છોકરાને પૂછ્યા વગર ગાડી મંગાવી આપું ?" બીજાજદાર છણકો કરીને બોલી કે "ધણી શાનો ને પૂછવું શાનું ? શું કોઇ પોતાના માબાપને દીવાળી જેવે દહાડે પણ ન મળે ?" એટલું કહી બીજા કોઈ પાડોશી પાસે ગાડી મંગાવી ને પોતાને ઘેર જતી રહી. થોડા વખત પછી ભોળાનાથ બ્હારથી આવ્યો. ઘરમાં આવતાં જ મ્હોટેથી બોલ્યો, "લ્યો લ્યો, આ તમ્હારી ખંજરી વગાડો," પણ જવાબ કોણ દે ? જોયું ત્યારે તો બધાં ચૂપ થઇને બેઠેલાં છે. તેથી પોતાની માને પૂછ્યું, "બા, શું થયું છે ? આજે બધાં ચૂપ કેમ બેઠાં છો ? સઉ સારાં તો છે ને ?" મદન બોલી ઉઠી, "ભાભીજી જતાં રહ્યાં." ભોળાનાથે અજબ થઇને પૂછ્યું, "એ શા માટે ગયાં ? ક્યાં ગયાં ? ને ગયાં તો જવા કેમ દીધાં ?" મા બોલી કે "બેઠીતી ત્યાંથી એકાએક કહેવા લાગી કે હું તો મ્હારી માને ઘેર જાઉ છું. મ્હેં ઘણું યે સમજાવી પણ માન્યું નહિ અને પાડોશી પાસે ગાડી મંગાવી ને જતી રહી." ભોળાનાથ એ સાંભળતાં જ આગનો ભભુકો થઈ ઉઠ્યો અને ધાર્યું કે હમણાં જ સાસરે જઈને તે મૂર્ખ સ્ત્રીને શિક્ષા કરૂં. એવા વિચારથી બ્હાર જવા ઉઠ્યો. એની મતલબ મા સમજી ગઈ તેથી માએ પાછો બોલાવ્યો, પણ ત્હેણે કંઈ જવાબ દીધો નહિ. મા બોલી, "હું તમને બોલાવું છું ને તે સાંભળવા છતાં કાંઈ જવાબ નથી કેમ દેતા ? ખરી વાત, આ વખતમાં માની મર્યાદા એટલી જ રહી છે !" એ સાંભળતાં ભોળાનાથ પાછો આવ્યો. માએ પૂછ્યું, "બેટા, કહો તો ખરા કે આટલા તાપમાં ક્યાં જાઓ છો ? હજી તો બ્હારથી હમણાં જ આવ્યા ને એટલામાં ક્યાં બ્હાર જાઓ છો ! ભાઇ, તમ્હેં થાકી જશો." ભોળાનાથ બોલ્યો, "બા હું કાંઇ બ્હાર નથી જતો, પાસેના

મંદિરમાં ગુરૂજીને મળવા જાઉ છું." માએ કહ્યું, "એ ભાઇ, જરા ધીરજ ધર. મ્હારા માથાના વાળ ધોળા થયા છે, તોપણ જુઓ તો ખરા આ શેક મને ઠગે છે તે! ગુરૂજીને મળવા જાએછો તો અંગરખું ને દુપટો ઉતારીને સુખેથી મંદિરમાં જઈને બેસો." એ સાંભળી ભોળાનાથ અચકયો. માએ હાથ ઝાલી પોતાની પાસે બેસાડ્યો અને ત્હેના માથા તરફ જોઇને બોલી, "બ્હાર જતાં આવતાં તમ્હારા વાળ ધૂળથી ભરાઈ ગયા છે, જરાક તકીઆ ઉપર માથું મૂકીને સુઓ તો હું સાફ કરૂં. ભોળાનાથ માના કહેવાથી જરાક સુતો. મદનકુમારી ભાઈને સુતેલો જોઈને પંખો નાંખવા લાગી. એક પાસથી બ્હાર જવા આવવાથી લાક લાગેલો, ત્હેમાં વળી પંખાનો ઠંડો પવન ને તે ઉપરાંત માથા ઉપર માનો માયાભરેલો હાથ ફરતો હતો તેથી તેને ખુબ નીરાંત વળી ને નિદ્રાવશ થયો.

જ્યારે તે જાગ્યો ત્યારે સાંજ પડવા આવી હતી. માએ કહ્યું, "ઉઠો, હાથ મોઢું ધુઓ ને પછી આવો તો તમને કંઈ કામ સોંપું." ભોળાનાથ આવ્યો ત્યારે ત્હેની માએ કહ્યું, "લ્યો, હવે તમ્હે સાસરે જાઓ, પણ ત્યાં જો લઢો વઢો તો તમને મારા જીવના સમ છે." ભોળાનાથે કહ્યું, "એવું હોય તો મ્હને મોકલશો જ નહિ." મા બોલી, "દીકરા, એ બોલવું કઢંગું છે. સાસરૂં તમ્હારૂં, ને બીજા કોને મોકલું? લ્યો, આ એક રૂપૈયો તમ્હારી સાળી સદ્‌ગુણલક્ષ્મીના હાથમાં દીવાળીના દારૂખાનાનો આપજો તથા આ એક અડધો રૂપૈઓ અને રમકડાંમાંથી અડધાં રમકડાં તમારી માશીજીના દીકરાનાં કરીને આપજો; અને એક ખુમચામાં મીઠાઈ મૂકી આપણા માણસ પાસે ઉચકાવીને સાથે લેતા જાઓ, પણ ખબરદાર, કાંઈ બોલવું ચાલવું નહિ." ભોળાનાથે કહ્યું, "ત્યારે પેલી ખંજરી પણ લેતો જાઉં?" માએ કહ્યું, "લ્યો, પણ ત્યાં બીજું કાંઈ બોલી ઉઠતા નહિ."

તે પોતાને સાસરે આવી પ્હોંચ્યો, ત્યારે ઘરમાં નિર્ગુણલક્ષ્મી પોતાની સહીયરોની સાથે હસાહસ અને ધાંટાધાંટ કરી રહી હતી. ત્હેની ગરબડનો અવાજ છેક ગલીના નાકા સુધી સંભાળતો હતો. પ્હેલાં તો તે માણસને ઘરમાં આવતો જોઈને ધીમેથી સદ્‌ગુણલક્ષ્મીએ પોતાની

બ્હેનને કહ્યું, " બ્હેન, અરે બ્હેન, છાનાં રહો, તમ્હારે સાસરેથી માણસ આવ્યું છે. " એટલામાં ભોળાનાથ અંદર આવ્યો ને સાસુને પગે લાગ્યો. સાસુએ કહ્યું, " જીવતા રહો ને સુખી થાઓ. " એટલામાં સદ્‌ગુણલક્ષ્મી પણ પોતાનાં કપડાં સરખાં કરીને ઓરડામાંથી બ્હાર આવી ને ઘણી જ નમ્રતાથી વાંકી વળીને પગે લાગી. ત્હેને બનેવીએ પાસે લઈને હેતથી બેસાડી ને રૂપૈયો આપ્યો. સદ્‌ગુણલક્ષ્મીએ માના સામું જોયું. માએ કહ્યું, " લઈ લ્યો, બનેવી દીવાળીનું આપે છે. " ત્હેણે રૂપૈયો લઈને ફરી એકવાર નમન કર્યું અને બનેવીની પાસેથી ઉઠીને મર્યાદાથી બીજી જગાએ બેઠી. થોડી વાર પછી ત્હેણે એક રકાબીમાં મીઠાઈ તથા પ્યાલામાં દૂધ લાવીને મૂક્યાં. સાસુએ કહ્યું, " દીકરા, જરા ખાઓ. " ભોળાનાથ બોલ્યો, "મ્હેં હમણાં જ ખાધું છે તેથી ભુખ નથી. " સાસુએ કહ્યું, " ત્હેમાં શું ? જરાક ખાઓ." ત્હેના ઘણા આગ્રહથી ભોળાનાથ ખાવા બેઠો એટલામાં સદ્‌ગુણલક્ષ્મા એલચી લવીંગ નાંખીને સ્વાદિષ્ટ પાન બનાવી લાવી. ખાઈ રહ્યા પછી થોડીવાર રહીને ભોળાનાથ બોલ્યો, " હવે હું જાઉં છું. " સાસુએ કહ્યું, " અત્યારે ક્યાં જશો ? આજનો દીવસ અહીં જ સુઈ રહો. " ભોળાનાથે કહ્યું, " આજે દીવાળીનો દહાડો છે તેથી કોઈ આવ્યા હોય ત્હેને મળવું હોય ને કોઈને કાંઈ મોકલવું હોય તો બાને અડચણ પડે તેમ જ હું રાતને માટે બાને કહી નથી આવ્યો તેથી ત્હેમને ચિન્તા થાય. " સાસુ બોલી, " કોઇને મળવાનો તો હવે વખત નથી કારણ સાંજ પડી ગઇ છે ને મોકલવાને માટે વેવાણ પૂરતાં છે. " તમ્હારા માણસને મોકલીશું તે તમ્હારે અહીં સુવા વિષેની ખબર કેહેશે. ભોળાનાથને પરાણે પરાણે રહેવું પડ્યું. ઘણાં બહાનાં કાઢ્યાં પણ તે પક્કી સાસુ આગળ એક પણ ચાલ્યું નહિ. રાત્રે બધાં ખાઈને પરવાર્યા પછી સદ્‌ગુણલક્ષ્મીએ વાસણ ને સાન્જ્યાં. બારણાં અડકાવી સાંકળો વાશી ઓરડીઓને તાળાં દીધાં કુંચીઓ માને સોંપી. પછી મા તથા બ્હેનબનેવીને પાન કરી આપ્યાં, બ્હારના ઓરડાના તથા રસોડાના નકામા દીવા હતા તે ઓલવી નાંખ્યા ને પછી નીરાંતે જઈને સુતી.

## ભોલાનાથને ત્હેની સાસુની શીખામણ.

હવે સાસુએ ભોળાનાથને પૂછ્યું, "કેમ દીકરા, તમો ધણીધણીયાણીને એવું શું દુઃખ છે કે રોજ સવાર પડતે લઢો છો ? મ્હારી નિર્ગુણને તો ટેવ છે કે કદી ભૂલમાં પણ સાસરાની વાત મ્હારી આગળ કરતી નથી. આખી દુનિયામાં દીકરીઓને ટેવ હોય છે કે સાસરાની જરા કે જરાક વાતો આવીને પોતાની માને કહે, પણ જણાતું નથી કે આને એવી તે શું ઇશ્વિરની મના છે કે પૂછતાં પૂછતાં મોહું થાકે તો પણ એ એક બોલ બોલતી નથી. આ તો મોહોલ્લાના લોકોમાં વાતો થાય છે તે હું ઘેર બેઠાં સાંભળું છું." ભોળાનાથ સાસુના આ જુદા બોલોથી આશ્ચર્ય પામ્યો. થોડી વાર શરમને લીધે ચુપ રહ્યો, પણ મનમાં વિચાર કર્યો કે આવો લાગ ફરીથી મળશે નહિ, માટે લાવને આખી જીંદગીનું દુઃખ આજે વખત આવ્યો છે ત્યારે કહી દઉં. પછી ત્હેણે શરમાતે શરમાતે કહ્યું, "તમ્હારી દીકરી અહીં હાજર છે ત્હેને પૂછો કે મ્હારે ત્યાં એને શું દુઃખ પડ્યું ? અને એની સાથે કોણ લઢ્યું વઢ્યું ? તમ્હેં તો જાણો છો કે ઘરમાં અમ્હેં ગણતર માણસ છિએ. મ્હારાં માતાજી વિષે તમામ મોહોલ્લો જાણે છે. તેઓ એવાં સાદાં ને શાન્ત છે કે મરતા ને પણ મેર કહે નહિ. મ્હારો ન્હાના ભાઇ દુર્ગાનાથનો આખો દહાડો ભણવા ગણવામાં જ જાય છે. સવારનો ગયેલો રાતે ઘરમાં આવે છે. ત્હેની સાથે કોઈ દહાડો મ્હેં એને બોલતાં સાંભળી નથી. મ્હારી ન્હાની બ્હેન મદન તો એને જોતાં જ થરથરે છે,—અને હું તો હમણાં અહીં હાજર છું, માટે જે કાંઈ ફરીઆદ કરવી હોય તે ખુશીથી કરે." ભોળાનાથની સાસુ દીકરીની તરફ મોહું કરીને બોલી, "હા, જે કાંઈ ત્હારા દિલમાં હોય તે તું પણ ખુલ્લું કહી દે, દિલમાં રાખી મૂકીએ તે કાંઈ સારૂં નહિ. દિલમાં રાખ્યાથી દુઃખ વધે છે ને વઢવાડ વધારે થાય છે." જો કે નિર્ગુણલક્ષ્મી બોલવામાં તથા બનાવટ કરવામાં જબરી હતી, તો પણ આ વખતે પોતાના પતિના મ્હોં ઉપર જ કોઈ વાત બનાવી કાઢવાની સૂઝ પડી નહિ. તે મનમાં થરથરી ગઈ કે મ્હેં તો મા આગળ ઘણી વાતો જૂઠી બનાવીને કહેલી છે તે ભેદ રખેને ફૂટી જાય. માટે ત્હેણે એ વાત જ ઉડાવી નાંખી ને એટલું જ બોલી કે "હું

તો જુદું ઘર માંડીને રહેવાની." એટલે સાસુએ જમાઈને કહ્યું, "કેમ ભાઈ, તમ્હારે જુદું ઘર માંડીને રહેવામાં શું અડચણ છે? બધી વાતે ઈશ્વરની મહેરબાની છે. તમે નોકરી કરો છો, તમ્હેં કમઓછો, કશી વાતે માબાપના ઓશીયાળા નથી. બીજાના હાથ તળે રહેવામાં શું ફાયદો? જુદાં રહેવામાં જેવી નિશ્ચિન્તતા રહે છે તેવી માબાપના ઘરમાં રહેતી નથી. જુદાં રહીએ ત્યારે ગમે તે રાંધી ખાઇએ ત્હેમાં કોઈ આપણને પૂછવા આવે નહિ. વળી વિચારી જુઓ કે માબાપની સાથે રહીને લાખ રૂપૈયા કમાય ત્હોયે કાંઈ આબરૂ કહેવાય નહિ. લોકો શુ જાણે કે તમ્હેં પોતાનું ખાઓ છો કે માબાપને માથે પડેલા છો?'

ભોળાનાથે જવાબ દીધો, "નિશ્ચિન્તતા વિષે જો પૂછો તો ત્હેનો જવાબ હું સારી પેઠે આપી શકું તેમ છે. ત્હેની ખરી સમજણ જુદાં રહ્યા પછી જ પડશે. હમણાં તો બધો વખત પારકાનું રાંધેલું ખાઇને બેફીકર બેશી રેહેવાનું છે. જુદાં રહ્યા પછી તો લોટ, દાળ, ચોખા, શાક, એ બધાની ચિન્તા કરવી પડશે અને તમ્હે જ વિચાર કરો કે ઘર ચલાવવામાં કેટલી મહેનત છે? વાસ્તે વગર કારણે આવું દુઃખ હાથે કરીને પોતાને માથે પાડવું ત્હેમાં મ્હને તો ડહાપણ લાગતું નથી. બીજું તમ્હે કહ્યું કે જે ફાવે તે રાંધ્યું ને ફાવે તે ખાધું, તો હમણાં તેમ કયાં નથી? એને પૂછો કે એણે કોઇવાર એવી કાંઈ પણ ઇચ્છા જણાવી છે ને જણાવી હશે તો તે પૂરી નથી પડી? ખરું છે કે મ્હોટા કુટુંબમાં એવી અડચણો થાય છે ખરી. એકને રોટલી ભાવે તો બીજાને ભાત ભાવે, ત્રીજાને મીઠો ભાત તો ચોથાને ખીચડી. આવી રીતે દસ જણને માટે દસ તપેલાં બની શકે તો નહિ, પણ અમ્હારૂં કુટુંબ એટલું મ્હોટું કયાં છે? માટે જે ભાવે તે કરાવનાર પણ અમ્હેં ને ન ભાવે ત્હેની ના કહેનાર પણ અમ્હેં. તેમ છતાં મન ગમતું ન થતું હોય તો પોતે પોતાની મેળે કહે એ વિષે મ્હારી બાએ કેટલી વાર કહ્યું છે તે પૂછી જુઓ.? હવે તમ્હેં આબરૂ વિષે કહ્યું તે પણ મ્હને ડહાપણભરેલું નથી લાગતું. આપણે આપણા સુખ સાથે કામ છે. લોકો પોતાના દિલમાં ગમે તે સમજે. એમ છતાં લોકો એમ જાણે કે અમ્હેં માબાપને માથે પડ્યાં છીએ તો ત્હેમાં અમને ખરાબ શું લાગવાનું

છે ? માબાપ છે તે કંઇ પારકાં તો નથી ? માબાપે અમને પાળ્યાં, પોષ્યાં, ખવરાવ્યું, પીવરાવ્યું, પહેરાવ્યું ,વિવાહ કર્યો, લગન કર્યાં. આ બધી વખત ખરાબ ન લાગ્યું તો હમણાં કંઈ અમારે માથે મોરનું પીછું મૂક્યું છે ? ને એમ કેટલાં દોલતવાળાં થયાં છિએ કે માબાપના આધાર પર રહ્યાથી અમને ખરાબ લાગે ?" સાસુએ જવાબ દીધો કે "જો બધાં માણસ તમ્હારી પેઠે સમજે તો પછી જુદાં શી રીતે રહે ? દુનિયાનો કાયદો છે અને તેમ જ ચાલતું આવે છે ને ચાલ્યું જશે. હું તો જાણું છું કે દુનિયામાં કોઈ વહુ એવી નહિ હોય કે જેનો પતિ કમાતો હોય તે છતાં સાસુ નણંદોમાં રહેવું પસંદ કરે."

ભોળાનાથ બોલ્યો કે "એ તમારૂં કહેવું ખરૂં છે. જો છોકરા મા બાપથી જુદા ન રહેતા હત તો શેહેરમાં આટલાં ઘર ક્યાંથી હત ? પણ દરેક માણસની સ્થિતિ જુદી જુદી છે. મ્હારી સ્થિતિ જોતાં જુદું રહેવું જરાક પણ વાજબી નથી. ફક્ત દસ રૂપૈયાનો હું કમાનાર છું, ત્યારે એટલામાંથી જુદું ઘર ચલાવવું કેટલું મુશ્કેલ પડે ? અને વળી એટલાનો પણ ભરૂસો નહિ. ન કરે નારાયણ ને જુદા રહ્યા પછી નોકરી ગઈ તો પછી બાપને ઘેર આવવું મ્હને તો મોત જેવું લાગે. ખરાબ તો ત્યારે જ લાગવાનું કે ભાઈ જુદા તો રહ્યા પણ જખ મારીને પાછા બાપને આશરે આવી પડ્યા. માટે આવી વાતોમાં લોકો બોલે તે સાંભળવું નહિ. પોતાની સ્થિતિ પોતે તપાસવી જોઈએ. પેલી વાત તમ્હેં સાંભળી હશે કે "એક માણસે બજારમાંથી મીઠું ને રૂ વેચાતાં લીધાં. ત્હેમાંથી મીઠું એક ખચ્ચર પર ચઢાવ્યું ને રૂ એક ગધેડા ઉપર ચઢાવ્યું. રસ્તે ચાલતાં એક નદી આવી. પેલા માણસે ખચ્ચર તથા ગધેડાને નદીમાં ઉતાર્યાં. નદીની અધવચમાં આવીને ખચ્ચરે ડુબકી મારી. પછી થોડીવાર રહીને માથું ઉંચકીને ઉપર આવ્યું. ત્યારે ગધેડાએ પૂછ્યું, "કેમ દોસ્ત ખચ્ચર, તમ્હેં એ શું કર્યું ? ખચ્ચરે જવાબ દીધો કે "ભાઈ, તમ્હેં તો નશીબવાન છો. કારણ કે તમ્હારા ઉપર તો રૂ ચઢાવ્યું છે. ત્હેનો ભાર બહુ થોડો હોય છે, પણ મ્હારા ઉપર તો મીઠું ચડાવ્યું છે, ત્હેના ભારથી મારો વાંસો ચગદાઈ ને લોહી લુવાણ થઈ ગયો છે. આપણા શેઠ બહુ નિર્દય માણસ છે, કારણ કે ત્હેને આપણી કંઈ

દયા આવતી નથી. જે ગમે તે આપણા ઉપર ચઢાવે છે. મ્હેં વિચાર્યું કે ઘેર પ્હોચતાં પ્હોચતાં વાંસો પૂરે પૂરો છોલાઈ જશે, તેથી પાણીમાં જઈ ડુબકી મારૂં, જેથી મીઠું પાણીમાં પલળીને થોડુંઘણું ઓગળી જશે અને કંઈકિ ભાર ઓછો થશે. આપણો શેઠ આવું જાણશે ત્યારે છસાત લાકડી વધારે મારશે ત્હેમાં શું? આખે રસ્તે તો માર ખાતો આવ્યો છું, પણ જો હવે મ્હારો ભાર અડધોઅડધ ઓછો થઈ ગયો છે. બેવકુફ ગધેડાએ પણ ખચ્ચરની વાત સાંભળીને પાણીમાં ડુબકી મારી, પણ તેથી રૂ તો ઉલટું પાણીમાં પલળીને ભારે થયું. પાણીમાંથી માથું બહાર કાઢ્યું તો ચ્હાલી પણ શકાયું નહિ. તે જોઇને ખચ્ચર હશીને બોલ્યું, 'કેમ ભાઈ, ગધ્ધા કેવી મઝા છે?' ગધેડાએ કહ્યું, "અરે ભાઈ, હું તો મરી જઇશ." ખચ્ચરે કહ્યું, "એ મૂર્ખા! ત્હેં મ્હારી વાત સાંભળીને તે પ્રમાણે કર્યું, પણ વિચાર તો કરવોતો કે મ્હારી પીઠ ઉપર તો મીઠું છે ને ત્હારી પીઠ ઉપર તો રૂ છે. આવી રીતે કોઇના કર્યા પ્રમાણે કરતાં આપણે વિચાર ન કરીએ તો એ ગધેડાના જેવી આપણી હાલત થાય." આ સાંભળી તેની સાસુ બોલી, "ભાઈ, તમ્હેં તો કોઇથી છેતરાઓ એવા નથી, અને હું કાંઈ તમ્હારી પેઠે ભણેલી નથી. હું તો મ્હારે એટલી વાત જાણું કે તમ્હેં દસ રૂપિયા કમાઓછો ને છોકરાં છૈયાં છે નહિ. ફકત તમ્હેં ધણીધણીયાણી તો એટલામાં ખુશીથી રહી શકો. જો તમ્હારી પેઠે આવતા દુઃખની ફીકર કર્યા કરીએ તો જીવતાં કેમ રહેવાય? જીંદગીનો કંઈ ભરૂસો નથી માટે ખાઇપીને આનન્દથી દિવસ કાઢવા જોઇએ." ભોળાનાથે કહ્યું, "હું પણ એ જ કહું છું કે જુદાં રેહેવામાં આનન્દ છે કે ભેગાં રહેવામાં?" સાસુએ કહ્યું, "નકામી તકરાર કરવામાં શું ફાયદો? સીધો જવાબ કેમ નથી દેતા કે મ્હને માથી જુદાં રહેવાનું ગમતું નથી? એક વાત તમને તમ્હારી સ્ત્રીએ કહી તે પ્રમાણે કરવામાં તમ્હેં આટલાં બ્હાનાં કાઢો છો અને વળી કહો છો કે હું એની મરજી સાચવવામાં કચાશ રાખતો નથી! સુખ તો ત્હેમાં જ છે કે જેમાં સ્ત્રી ખુશી રહે." એટલું કહીને વાતમાં ને વાતમાં તાઢા ડહામ દેવા લાગી. ભોળાનાથ આ વખતે ચુપ થઈ ગયો અને કહ્યું કે "રાત ગઇ છે, માટે અત્યારે તો સુઇ જાઓ, પછી હું વિચાર કરીશ."

ભોળાનાથ એ વિચારમાં આખી રાત ઉંઘ્યો નહિ, સવારમાં ઉઠી, દાતણપાણી વગેરે કરી જુએ છે તો સદ્‌ગુણલક્ષ્મી વાશીદું વાળતી હતી. બનેવીને દેખીને ધીમેથી શરમાતી શરમાતી બોલી કે " ન્હાવાને માટે ગરમ પાણી તૈયાર છે. " ભોળાનાથે જવાબ દીધો, " હું તો ઘેર જાઉછું. " સદ્‌ગુણલક્ષ્મી બોલી, " ચ્હા તૈયાર છે, માટે જશો નહિ. " પછી ભોળાનાથે ચ્હા પીધી તો ચ્હા એવી સરસ હતી કે એનું મન ખુશ થઈ ગયું. નિર્ગુણલક્ષ્મી તો હજી પોતાની ટેવ પ્રમાણે ઉંઘતી જ હતી. ભોળાનાથે કહ્યું, " એને ઉઠાડો. " સાસુએ કહ્યું, " ભાઈ, એની ટેવ ખરાબ છે. એના બાપને પણ એની સાથે જરા જરામાં તકરાર થાય છે. પણ એ મ્હારી સાસુને એટલે એની વડીઆઇને બહુ વ્હાલી હતી તેથી ત્હેમણે બહુ લડાવી હતી. માટે હવે હું કંઇકિ કહું છું તો મ્હારી જોડે રીસાઈ જાય છે. " ભોળાનાથે જવાની રજા માગી. સાસુએ કહ્યું, " જો જો રાતની વાત યાદ રાખજો ને ઘેર જઇને તેનો બંદોબસ્ત કરજો. જરૂર, ભૂલશો નહિ. "

## ભોળાનાથનું માથી જુદાં રેહેવું.

આખે રસ્તે ભોળાનાથ એ જ વાતનો વિચાર કરતો હતો. ઘરમાં ગયો ત્યારે માને એનું મ્હોં ઉતરેલું જણાયું. તે સમજી કે જરૂર આજે સાસરે કંઇકિ નવું જુનું કરી આવ્યો છે તેથી પૂછ્યું. " ભાઇ, આખરે તમ્હેં મ્હારૂં કહેલું માન્યું નહિ. " ભોળાનાથે કહ્યું, " બા, લડાઈ બડાઇ કાંઈ કરી નથી. " માએ પૂછ્યું, " ત્યારે તમ્હેં આટલા ઉદાસ કેમ છો ? " ભોળાનાથે કહ્યું, " કાંઈ નહિ. સુતો ઉઠીને આવ્યો છું તેથી લાગતું હશે. " મા બોલી, " ભાઈ, જરાક તો સાચું બોલો. હું શું આજે પ્હેલ વ્હેલા ઉંઘમાંથી ઉઠેલા જોઉ છું કે તમ્હેં કહો તે માનું ? " આખરે ભોળાનાથે રાતની તમામ વાત કહી. સાંભળતાં જ તે ભલી માતાનું બધું લોહી ઉડી ગયું. પણ તે ઘણી ડાહી હતી તેથી ધીરજ ધરી બોલી, " જો કે મ્હારી મરજી એવી હતી કે જ્યાં સુધી હું જીવું છું ત્યાં સુધી તમને મ્હારાથી આઘી નહિ ખશેડું, પણ તેથી ઉલટું ને ઉલટું જ થાય છે. ભાઈ, આજે હું તમને કહૂં છું કે તમ્હારાં લગ્નને બીજે જ મહિનેથી મીજાજદાર વહુનો વિચાર જુદું ઘર માંડવાનો હતો. તમ્હેં

મહિને મહિને દસ રૂપિયા લાવીને મ્હને આપો છો તે ત્હેને જરા કે ગમતું નથી. ઘણીવાર એની સખીઓને મ્હોંએથી હું સાંભળું છું કે વહુ આ મોહોલ્લામાં ઘર લેવાની છે ને સાથે આ સહીને પણ લઇ જવાની છે. જ્યારે બધી છોકરીઓ સાથે મળે છે ત્યારે એ ને એ જ વાતો કરે છે. મ્હેં એક વાર તમ્હારાં માશીજીને એ વાત કહી દીધી ને મીજાજદાર વહુ ને કહેવરાવ્યું કે ત્હેમને મ્હારી સાથે રહેવું ન ગમે તો પોતાનું ખાવાપીવાનું જુદું કરે, પણ આ જ ઘરમાં રહે. પરંતુ પછીથી જણાયું કે તે વાત મીજાજદારને પસંદ નથી, માટે ત્હેની એમ જ મરજી હોય તો ખુશીથી રહો, મ્હારી કંઇ ના નથી. જ્યાં રહો ત્યાં ખુશી રહો. મ્હને કોક દીવસ મળતા રહેશો તો તેટલાથી હું સંતોષ પામીશ અને તેમ કરતાં યે જો તમ્હેં નહિ આવો તો કામકાજથી પરવારી નવરાશ મળશે ત્યારે હું પોતે આવી તમને જોઇ જઇશ." આ હેતભરેલા શબ્દથી ભોળાનાથનું હૃદય ભરાઈ આવ્યું. આંખમાં આંસુ આવ્યાં ને બોલ્યો, "એને ગમે તો જુદી રહે, હું તો જુદો નથી રહેવાનો." માએ કહ્યું, "એમ વળી થાય ? સારા માણસો સ્ત્રીને મૂકી જુદા રહે ? તમ્હારે તમ્હારી ઉમ્મર તેની સાથે કાઢવી છે, હું તો હવે ઘરડી થઇ. આજ મરૂં કાલ મરૂં. માટે મ્હારી વાત સાંભળો ને એ જેમ કહે તેમ કરો. જે દિવસથી તમ્હારાં લગ્ન થયાં તે દિવસથી તમને અમ્હેં તો એક રીતે જુદા થએલા જ ધારીએ છીએ, પણ તે માટે તમ્હેં કાંઈ જુદા છોકરા ને હું કાંઇ જુદી મા નથી. કયો દીકરો પોતાની મા સાથે હંમેશ રહ્યો છે ?"

પછી ભોળાનાથે પોતાના મિત્રોની સલાહ પૂછી. ત્હેમણે પણ એમ જ કહ્યું કે "હશે, કંકાસનું મ્હોં કાળું. માથી જુદા રહો, પણ ત્યાં જતા આવતા રહેજો. માની ચાકરી કરજો ને સંભાળ રાખજો." જ્યારે બધાએ એવું કહ્યું ત્યારે ભોળાનાથે પણ વિચાર્યું કે ઠીક ત્યારે જુદો રહીને પણ જોઉં તો ખરો, વખતે એથી એ સુધરી જશે. આવો વિચાર કરીને ભોળાનાથે જુદા રહેવાનો નિશ્ચય કર્યો. પોતાના ઘરની પાસે એક ઘર ખાલી હતું તે દરમાસે એક રૂપૈયો ભાડાનો ઠરાવીને લીધું ને તે ઘરને તાળું માર્યું. પછી સાસરે કહેવરાવ્યું કે "જુદું ઘર લીધું છે, માટે જો આવે તો ત્યાં બધી ગોઠવણ કરીએ." તેની માએ મીજાજદાર વહુનું જે કંઇ સામાન, કપડાંની પેટી,

ખાટલો, ગોદડાં વગેરે હતું તે એક જુદી ઓરડીમાં મૂકયું. સાંજરે મીજાજદાર વહુ પધાર્યાં ત્યારે માએ કહ્યું, " ભાઇ, આ તમ્હારૂં જે હતું તે તમ્હેં તપાસી લ્યો. " ભોળાનાથે કહ્યું, " બા, એ શું બોલો છો ? શું એ કંઈ પારકી જગ્યાએ મૂકયું છે ? " માએ કહ્યું, " ભાઈ, એમ નથી. લેતાંમૂકતાં વખતે કોઇ ચીજ આઘીપાછી થઈ જાય. " પછી માણસને કહ્યું, " આ સામાન હવે પાસેના ઘરમાં મૂકી આવ. " એટલામાં તો મીજાજદાર વહુની સહીપણીઓ ચારપાંચ આવી પ્હોંચી તે જોતજોતામાં બધો સામાન ઉપાડીને લઇ ગઇ. મીજાજદાર વહુ બહુ જ આનન્દમાં નવા ઘરમાં આવીને રહ્યાં.

પ્હેલા ત્રણ દહાડા તો બન્ને વખત ભોળાનાથની માએ ખાવાનું તૈયાર કરીને મોકલ્યું. ચોથે દહાડે ભોળાનાથે કહ્યું કે " હવે તો ખાવા પીવાનું તમ્હેં હાથે કરો. " મીજાજદારે કહ્યું, " હજી તો સામાન બધો ગોઠવાયો નથી, માટે હમણાં કંઈ મ્હને ફુરસદ નથી. " તેથી સાત દહાડા સુધી તો માએ મોકલ્યું. આખરે ભોળાનાથે આખો દહાડો કહે કહે કર્યું ત્યારે મીજાજદારે રાંધવાનું શરૂ કર્યું. પરન્તુ કોઇ દિવસ કરેલું નહિ તેથી રોટલી કરી તો તરવારના આકારની ગોળ નહિ તેમ ચોખંડી પણ નહિ, એક કાન આમ નીકળેલો તો એક નાક આમ નીકળેલું, કોરેથી જાડી ને વચમાંથી પાતળી, કોક ઠેકાણે બળી ગયેલી તો કોક ઠેકાણે કાચી. વળી દાળ જોઇએ તો ત્હેમાં દાળ જુદી ને પાણી જુદું. મતલબ કે મીજાજદાર રાંધતી એવું તો સરસ અને સ્વાદિષ્ટ કે જે જોવાથી જ ભૂખ ભાગી જાય. શાક કરતી તો ખારૂં અગર અથવા તો ફીકું ફચ. એકબે દહાડા તો ભોળાનાથે ધીરજ રાખી, પણ છેવટે પોતાની માને ઘેર ખાવું શરૂ કર્યું. ત્યારે મીજાજદારે પોતાના સુખનું ઠેકાણું એવી રીતે કર્યું કે એ વખત બજારમાંથી બરફી, પેંડા, દૂધ, દહિં વગેરે મનગમતું ખાવાનું મંગાવીને ખાય અને ત્હેમાંથી ત્હેની સહીયરો પણ સારી પેઠે ખાઇખાઈને મસ્ત થતી હતી. આવી રીતે દસ રૂપૈયાના પગારમાં રોજ કેમ ચાલી શકે ? તેથી છુપીછુપી સામાન વેચવા લાગી ત્હેની ભોળાનાથ ને કશી ખબર ન્હોતી. એક દિવસ ભોળાનાથ ચાકરી ઉપર ગયેલો હતો ને મીજાજદાર ઉંઘી ગઈ

હતી. તેવામાં ત્હેની એક સહીયર આવી અને જોયું તો મીજાજદાર નિરાંતે ઉંઘે છે. તેથી ત્હેણ પોતાના ભાઇને ખબર કરી. તે જબરો ચોર હતો. ઘરમાં ફરી વળી તે તમામ સામાન લઈ ગયો. મીજાજદારે જાગીને જોયું ત્યારે ઘરમાં પાણી પીવાનો એક લોટો પણ રહેલો નહિ. ભોળાનાથ ઘેર આવ્યો ને આ વાત જાણી ત્યારે ઘણો દિલગીર થયો, પણ પાછળથી પસ્તાવો શા ખપનો ? પોતાની સ્ત્રીને ખૂબ વઢ્યો, પણ ઉપાય શો ? કોઈકનું કરજ કરીને બે તપેલી વેચાતી લાવ્યો; બીજાં થાળી, વાડકા, ઇત્યાદિ ન્હાનાં ન્હાનાં વાસણ મા પાસેથી માગી લાવ્યો, વળી લોઢી, લોટા વગેરે બેત્રણ વાસણ સાસુએ મોકલ્યાં: આવી રીતે તરત વેળા તો જ્યાં ત્યાં કરીને કામ ચલાવ્યું.

## એક લુચ્ચી સ્ત્રીને હાથે નિર્ગુણલક્ષ્મીનું ઠગાવું.

હવે, એવું બન્યું કે એક લુચ્ચી સ્ત્રી એ શહેરમાં આવી હતી. ત્હેની આખા ગામમાં વાતો થતી હતી. ભોળાનાથે પોતાની પત્નીને કહી રાખ્યું હતું કે કોઇ અજાણી સ્ત્રીને ઘરમાં પેસવા દેવી નહિ, કારણ કે ગામમાં એક સ્ત્રી આવી છે તે બધાંને ઉંધુંચતું ફોસલાવીને લૂંટી જાય છે. આટલું કહ્યા છતાં મીજાજદાર મૂળથી જ અવળચંડી હતી. એક દહાડો એ જ સ્ત્રી ભગતાણીનો વેશ લઈને આવી હતી તે ત્હેને મળી. તે લુચ્ચી સ્ત્રી મૂર્ખ સ્ત્રીઓને ફોસલાવવા માટે કંઈ કંઈ બનાવટ કરતી. એ સ્ત્રી ગલીમાં આવી ને બેઠી. તેવામાં ત્હેની આસપાસ કેટલીક મૂર્ખ સ્ત્રીઓ ભેગી મળી. મીજાજદાર પણ જાણતાં જ પોતાની સહીયરો સાથે દોડી આવી, પરન્તુ ભીડમાં ત્હેને મળી શકી નહિ. તેથી પોતાની એક સહીપણીને ત્યાં ઉભી રાખીને કહેતી ગઈ કે "જ્યારે એ ઉઠે ત્યારે એને મ્હારે ઘેર બોલાવી લાવજે ત્યાં." થોડી વાર પછી તે બન્ને જણીઓ મીજાજદારને ત્યાં ગઈ. મીજાજદારે ત્હેને ઘણું માન આપી બેસાડી. ત્હેની પાસેથી મંત્રેલાં એકબે માદળીયાં લેવાનો વિચાર કર્યો પેલી સ્ત્રી સમજી ગઈ કે આ તદ્દન મૂર્ખ છે તેથી આપણને ઠીક તડાકો પડશે. એટલે પેલા માદળીયાના બે આના લીધા ને એક "પવિત્ર વીંટી" ભેટ કરી. તેથી મીજાજદાર અંજાઈ ગઈ. પછી તે સ્ત્રીએ પૂછ્યું, "કેમ બ્હેન, તમને કાંઇ છોકરાં છૈયાં નથી" ? નિર્ગુણ-

લક્ષ્મીએ કહ્યું, " એવાં નશીબ ક્યાંથી લાવીએ ! " હેણે પૂછ્યું, " લગ્ન થયાને કેટલાં વર્ષ થયાં ? " મીજાજદારે કહ્યું, " એક વરસ થયું. " હવે તો પેલી સ્ત્રીને આ મીજાજદારની મૂર્ખાઈ ખુલ્લી રીતે માલમ પડી. તે મનમાં વિચારવા લાગી કે આણે તો છોકરાંનું નામ સાંભળતાં જ એવો નીસાસો નાંખ્યો કે જાણે કેટલાં વર્ષથી આશા રાખી હોય ! પછી હેણે કહ્યું, " નિરાશ ન થવું. જુવો તો ખરાં તમને તો એટલાં છોકરાં થશે કે તમ્હે સાચવી પણ નહિ શકો. હમણાં તો એકલાં છો તેથી અકળાતાં હશો ? "

" તમ્હારો ધણી તમ્હારી સાથે કેવી રીતે વર્તે છે ? " નિર્ગુણલક્ષ્મીએ કહ્યું, " એતો મ્હારાથી હંમેશ દિલગીર રહે છે. "

પછી આખરે મીજાજદારે હેને પોતાના ઘરની બધી વાત કહી દીધી. બહુ વાર થઇ ત્યારે પેલી વેશધારી સ્ત્રી ત્યાંથી જવાની રજા માગવા લાગી. ત્યારે મીજાજદારે કહ્યું, " બાઈ, હવે ક્યારે આવશો ? " હેણે કહ્યું, " હમણાં તો મ્હારી ભાણેજ માંદી છે તેથી મ્હને ફુરસદ મળતી નથી, પણ બીજેત્રીજે દહાડે તમને મળતી રહીશ. "

વચમાં એક દિવસ ગયા પછી તે ભગતાણી પાછી આવી. આડીતેડી ગપ્પો માર્યા પછી હેણે એક રેશમી કોથળી કાઢી. હેમાં કાગળના પડીકામાં થોડાંક લવીંગ હતાં. હેમાંથી બે નિર્ગુણલક્ષ્મીને આપીને બોલી કે " દુનિયામાં પ્રીત તો એટલા જ માટે છે કે આપણાથી કોઇને ફાયદો થાય. આ બે લવીંગ હું તમને આપું છું તેમાંથી એક તમ્હારા અંબોડામાં બાંધજો ને બીજું ખરી રીતે તો તમ્હારા પતિની પાઘડીમાં મૂકવું જોઇએ, પણ તેમ કરતાં વખતે હેને શક પડે માટે એને બેસવાના તકીયામાં શીવી લેજો. હેની અસર આજથી જ જણાશે, પણ તમ્હારે એટલું ધ્યાનમાં રાખવું કે તમ્હારે ચોખ્ખાં લુગડાં પ્હેરવાં, ને ચોખ્ખી જગ્યામાં રહેવું, તથા બીજી બધી વાતે સ્વચ્છતા રાખવી. " મીજાજદાર આ બે લવીંગ અને બીજી મીઠી મીઠી વાતોથી તદ્દન ભોળવાઇ ગઇ, ને તેની તાબેદાર થઇ ગઈ. પેલી સ્ત્રી ગઈ ત્યાર પછી મીજાજદાર વહુએ નાહીધોઇ, કપડાં બદલી, એક લવીંગ તો પોતાના અંબોડામાં ખોસ્યું, ને બીજું ખાટલાની

ચાદર અને ગલેફ બદલી નાંખી ધોયેલા ગલેફ ચઢાવતાં તકીયામાં શીવી લીધું. ભોળાનાથ ઘરમાં આવ્યો ને પોતાની પત્નીને સ્વચ્છ જોઈને ખુશી થયો. ત્હેમાં વગર કહે ખાટલાની ચાદર તથા ગલેફ પણ બદલેલાં જોઈ વધારે ખુશી થયો. ત્હેને ખુશી થયેલો દેખીને મીજાજદારે પેલું માદળીયું તથા વીંટી દેખાડી. ભોળાનાથે કહ્યું, " શી કીમ્મત આપી ? " ત્હેણે કહ્યું, " તમ્હેં કહો જોઇએ કેટલી કીમ્મત થાય ! "

ભોળાનાથે કહ્યું, " બે રૂપૈયા તો હશે જ. " મીજાજદાર બોલી, " મ્હેં તો બે આને લીધું છે. " ભોળાનાથે કહ્યું, " સાચું બોલે છે ? " તે બોલી, " તમ્હારા સમ છે જો મ્હેં બે આને આ ન લીધું હોય તો, ને આ વીંટી તો મ્હને તેણે ભેટ આપી છે. એમ કહીને ત્હેણે પેલાં લવીંગ સિવાય બધી વાત કહી. લોભ એ બહુ જ મ્હોટો દુશ્મન છે. ઘણાં ચતુર માણુસ પણ ત્હેનાથી છેતરાય છે. મેના, પોપટ વગેરે પંખીઓ માણસને દેખીને ન્હાસે છે, પણ દાણાની લાલચે ફાંદામાં ફસી પડે છે. તેમ જ ભોળાનાથ પોતાને લાભ થતો જોઈ ખુશી થયો. મીજાજદારે કહ્યું કે " બીજું કંઇ તેની પાસે હશે તો પ્હેલું મ્હને બતાવવાની ત્હેણે કબુલાત કરી છે. " ત્યારે ભોળાનાથે કહ્યું, " તે ભલે, પણ એવું ન થાય કે તે ચોરીનો માલ હોય, ને પાછળથી આપણે પસ્તાવું પડે. " મીજાજદાર બોલી, " અરે રામ રામ કરો. તે કંઇ ઠગારી નથી. "

હવે આવી રીતે પતિ સાથે પ્રેમની વાતો થઈ તેથી મીજાજદારને પેલાં લવીંગ ઉપર બહુ વિશ્વાસ આવ્યો, તેમ જ ભોળાનાથને પણ એ રોજ એવું સમજાવતી તેથી લોભને લીધે ભોળાનાથ પણ ભોળવાઇ ગયો. નહિ તો ત્હેણે તે જ દિવસથી તે લુચ્ચી સ્ત્રીને ત્યાં આવતી અટકાવી હત તો ઠીક થાત. થોડા દિવસ પછી તે સ્ત્રી એક ખોટાં મોતીની સેર લઇ આવી ને કહેવા લાગી, " લ્યો બ્હેન, આ મોતી એક જણને વેચવાનાં હતાં તે મ્હેં તમ્હારે માટે લઈ લીધાં છે. ખબર નથી કે હજારની સેર છે કે પાંચસોની. ઝવેરીની દુકાને દેખાડ્યાં તો તે સો રૂપૈયા આપવાને ખુશીથી તૈયાર થયો, પણ ત્હેને ન આપતાં તમ્હારે માટે લાવી છું. તે તમ્હેં પચાસ રૂપૈયામાં લઈ લ્યો. " મીજાજદાર બોલી, " પચાસ રૂપૈયા કયાંથી લાવું? " તે સ્ત્રી બોલી, " બ્હેન,

ત્હેમાં શું ? કંઇક ઘરેણું આપીને લઇ લ્યો, નહિ તો પછી તમ્હેં જાણો ! એ મોતી વેચાઇ જશે તો એની જોડી દુનિયામાં મળવી મુશ્કેલ છે." તે સાંભળી મીજાજદારે ઘરેણાની પેટી ઉઘાડી ને હાથની સોનાની બે બંગડીઓ કાઢીને ત્હેને આપી. તે સ્ત્રી ત્હેનું બધું ઘરેણું જોઇને બોલી, "અરેરે, આ આ બધી ચીજો મમરાચણાની પેઠે અહીંતહીં રખડતી નાંખી છે તે કાંઇ સારૂં નહિ તેમ જ આ કોટનો દોરો, કાનનાં એરિંગ, નાકની વાળી, વગેરે બધું મેલુંદાટ થઇ ગયું છે તે ધોવરાવો." મીજાજદાર બોલી, "કોણ ધોવરાવી આપે ? એમને કહું છું ત્યારે કહે છે કે મ્હને ફુરસદ નથી." તે સ્ત્રી બોલી, "અરે બાઈ, એમાં તે શું મ્હોટું કામ છે ? લ્યો, આ મોતી રહેવાદ્યો, હમણાં હું ધોવરાવી આવું છું." મીજાજદારે ત્હેના ઉપર વિશ્વાસ રાખીને બધી જણુસો કાઢી આપી. તે સ્ત્રી બોલી, "મ્હારી સાથે તમ્હારી આ સહીપણીને મોકલો. એક કરતે બે ભલાં." મીજાજદારે કહ્યું, "ઠીક છે." પછી તે બે જણીઓ સાથે ગઇ. પોળ આગળ આવતાં તે સ્ત્રીએ પોટલી છોડી ને બોલી, "લાવ, ફરીથી તપાસી જોઇએ." તે જણુસો તપાસતાં તપાસતાં ઉઠી બોલી, "અરે, આમાંથી નાકની ચુની ક્યાં ગઈ ?" મીજાજદારની સહીપણી, જુગલ, જે ત્હેની સાથે હતી તે બોલી, "એમાં ને એમાં હશે. જરાક જેટલી ચીજ તે જણાતી નહિ હોય." તેવામાં પેલી ઢોંગી સ્ત્રી બોલી ઉઠી, "અરે, હા, હા, તે તો પાનની તાસકમાં રહી ગઈ છે. અરે જુગલ, જરાક દોડતી જા ને જલ્દીથી લઈ આવ."

જુગલ દોડતી દોડતી ઘરમાં આવીને બોલી કે "અરે બ્હેન, તમ્હારી નાકની ચૂની પાનની તાસકમાં રહી ગઈ છે તે પેલી બાઇ માગે છે, માટે ઝટ આપો, કારણ કે તે પોળ આગળ ઉભી રહી છે." એના શબ્દો સાંભળીને મીજાજદાર વહુનું માથું ફરી ગયું ને ગુસ્સાથી બોલી, "તું આવી ખરાબ કેમ થઈ ગઇ ? શું ત્હને ભાન નથી ? મ્હારે વળી નાકની ચૂની છે જ ક્યાં ? જા દોડ બ્હેલી, એ બાઈ પાછી નાશી ન જાય." પણ ન્હાસનાર હોય તે કંઇ કોઈની વાટ જુવે નહિ. જ્યાં જુગલ પેલીને ઉભી રાખીને આવી હતી ત્યાં બધે જોયું, પણ હોય કોણ કે મળે ? જુગલે ઘેર આવી

મીજાજદારને કહ્યું, " બ્હેન, હું તો છેક બજાર સુધી જોઈ આવી, પણ એ તો કંઈ દેખાતી નથી." તે સાંભળી મીજાજદાર રડવા ને માથાં કુટવા લાગી, " હાય, હાય ! હું તો લુંટાઈ ગઈ. અરે, કોઈ મ્હને બચાવો." એ સાંભળી લોકો પણ છેક બજાર સુધી તથા બીજી ગલીઓ, પોળો, શેરીઓ બધે જોઈ આવ્યાં. ફક્ત એટલું જણાયું કે એ રાંડ મહિનો થયાં આવી હતી, પણ અહીં જે ઘરમાં રહેતી હતી તે ઘર ચાર દિવસ થયાં છોડી ગઈ છે. પછી શો ઉપાય ?

ભોળાનાથે જાણ્યું ત્યારે એ પણ બહુ જ દિલગીર થઈ ગયો ને પોતાની વહુને કહ્યું, " હું જાણતો જ હતો કે તું ઘરને પાયમાલ કરી નાંખીશ." મીજાજદાર છણકો કરી બોલી, " અંહ ! હવે ડાહ્યા થઈને શીખામણ દેવા આવ્યા છો ! પ્હેલાં તમે ન્હોતું કહ્યું કે " ઠીક જો જે. હવે શેનું ડહાપણ કરો છો ? ખસો મ્હારાથી આઘા." ટુંકામાં, તે દહાડે વરવહુ વચ્ચે ખૂબ લડાઈ ચાલી. આખી પોળનાં તમામ માણસો જોવા, સાંભળવા ભેગાં થયાં ત્યારે ખબર પડી કે બીજી પણ એક સ્ત્રીનું એણે તમામ ઘરેણું એવડું કરાવી આપવાને બ્હાને ઠગી લીધું હતું. વાસણો તો પ્હેલેથી જ ચોરાયાં હતાં, અને ઘરેણું હમણાં ગયું. પેલાં મોતીની સેર હજાર રૂપીયાની કહીને આપી ગઈ તી ને જોયું તો હજાર પાઈની પણ ન્હોતી. મતલબ કે તે ખોટાં મોતીની હતી. તે ત્રણ પૈસાની છે એમ લોકોએ કહ્યું. પોલીસમાં ખબર આપી તથા કેટલાક દયાળુ લોકોએ જાતે તપાસ કરી, પણ તે વેશધારી સ્ત્રીનો પત્તો મળ્યો નહિ. પોલીસ પણ હારીને બેઠી. ત્યાં ઉપાય શો ?

હવે ફક્ત નિર્ગુણલક્ષ્મીનાં લુગડાં રહ્યાં ત્હેની વાત સાંભળો. તે જ્યાં સુધી સાસુ જોડે રહેતી હતી ત્યાં સુધી ત્હેની સાસુ ત્હેનાં કપડાં સંભાળીને ચોમાસું ગયા પછી તડકે નાંખતી તથા સંકેલીને બરાબર ગોઠવતી, પણ આ વખતે ચોમાસામાં જ જુદાં રહ્યાં. જે ઓરડીમાં કપડાંની પેટી મૂકી હતી ત્હેના ઉપર કોઇનું પણ ધ્યાન ગયું નહિ, તેથી તે આખા ચોમાસા સુધી ત્યાં ને ત્યાં પડી રહી. પછી જ્યારે શીયાળામાં એક શાલની જરૂર પડી ત્યારે ઉઘાડી તો અંદર બધાં લૂગડાંને ઉધઇ ખાઇ ગયેલી, તેમ જ અંદર

ઉંદરડી પેઠી હશે ત્હેણે બધાં લુગડાં કાપી નાંખેલાં; એક પણ આખું રહેલું નહિ. આવી રીતે દરેક વસ્તુનો નાશ થયો. જે છોકરીને ન્હાનપણમાં લાડ લડાવવામાં આવે છે ને કામકાજ કંઇ પણ શીખવવામાં આવતું નથી ત્હેની આ નિર્ગુણલક્ષ્મી જેવી વલે થાય છે. ત્હેની વાત વાંચ્યાથી તમને જણાયું હશે કે ત્હેને ત્હેની માએ હદ બ્હાર લાડથી આવી ખરાબ કરી નાંખી હતી, પણ ત્હેમાં દુઃખ ત્હેને પોતાને પડ્યું. સાસુથી જુદી રહી ત્યારે વાસણકુસણ, કપડાં, લત્તાં, ઘરેણાં જે જોઇએ તે હતું, પણ આખરે તેની અક્કલ વગર બધું સાફ થઈ ગયું ને તે તદ્દન ઘરેણાં લુગડાં વિનાની થઇ ગઈ. ભોળાનાથના ડહાપણથી કંઈક કજીઓ ઓછો થતો હતો, નહિ તો બીજો કોઈ હોય તો રોજ મારામારી થાય. હવે ત્હેની ન્હાની બ્હેન સદ્‌ગુણ-લક્ષ્મીની વાત સાંભળો.

## સદ્‌ગુણલક્ષ્મી નામની ડાહી છોકરી.

સદ્‌ગુણલક્ષ્મી એ નિર્ગુણલક્ષ્મીની બ્હેન હતી, પણ તે એવી તો ડાહી હતી કે કંઈ કહેવાની વાત નહિ. ન્હાનપણથી ત્હેને કુદવારમવાની ટેવ થોડી હતી. વાંચવા અથવા ઘરના કામ સિવાય કોઇ સાથે નકામું ટાયલું કદી પણ કરતી નહિ. મોહોલ્લાની દરેક સ્ત્રી ત્હેને પોતાની પુત્રી પેઠે ચ્હાતી હતી.

ઇશ્વરની કૃપાથી ત્હેની ઉમ્મર તેર વરસની થઈ. ત્હેનો વિવાહ તો દુર્ગાનાથ સાથે થઇ ચૂક્યો હતો, પણ લગ્નનો દિવસ ઠરાવવાનો બાકી હતો. પેલી પાસ દુર્ગાનાથની મા તો નિર્ગુણલક્ષ્મીના ઢંગ જોઇને એટલી બ્હીની હતી કે " દૂધથી દાઝેલો છાશ પણ ફૂંકી ફૂંકીને પીએ, " તેમ આનાથી પણ ધ્રૂજતી હતી. તે મનમાં વિચારતી હતી કે મ્હારૂં બને ત્યાં સુધી બીજી કોઇ છોકરી સાથે પુત્રને પરણાવું. એ વાત ભોળાનાથે જાણી ત્યારે માને કહ્યું, " બા, મ્હેં સાંભળ્યું છે કે તમ્હેં દુર્ગાનાથનો વિવાહ ફોક કરવાનાં છો ?" માએ કહ્યું, "શું કરૂં ભાઈ ? હું તો હવે ફીકરમાં પડી છું. તમ્હારે મ્હોંએ મ્હારાથી કહેવાતું નથી. પણ હું તો મ્હોટી બ્હેનનાથી એટલી બ્હીની છું કે હવે ન્હાની બ્હેનને હાથે કરી ઘરમાં લાવતાં જીવ ચાલતો નથી. હશે જેવું ત્હારા ભાઇનું નશીબ હશે તેમ થશે. " ભોળાનાથે કહ્યું, "બા, હું ખરૂં કહું છું કે સદ્‌ગુણલક્ષ્મી તે

ખરેખર સદ્‌ગુણની મૂર્તિ જ છે. એવી છોકરી સોમાં એક જ હશે. આખો ઉમ્મર દીવો લઇને રખડશો તો પણ આવી છોકરી શોધી નહિ જડે, વાસ્તે ખુશીથી લગન કરી નાંખો. તમ્હેં ત્હેની મ્હોટી બ્હેન ઉપરથી ત્હેનો વિચાર કરો છો તે ભૂલ છે. જેમ પાંચે આંગળાં સરખાં નથી તેમ સૌ માણુસ સરખાં નથી હોતાં."

ટુંકામાં, ત્હેના કહેવાથી ત્હેની માએ હા કહી ને બન્ને વહેવાણોએ મળીને લગનનો દિવસ ઠરાવ્યો. સદ્‌ગુણલક્ષ્મીનો બાપ પહાડ ઉપર સરકારી નોકરીમાં હતો, ત્હેને કાગળ લખ્યો. કાગળ પ્હોચતાં તે પણ ઘણો ખુશી થયો, કારણ કે ત્હેને તે બહુ વ્હાલી હતી. તેથી ત્હેણે તરત ઉપરી પાસે રજા માગી, પણ કામ ઘણું હોવાથી ઉપરીએ ના કહી. ઘણું યે કહ્યું, પણ ત્હેણે માન્યું નહિ. આખરે પોતાનો મ્હોટો પુત્ર પોતાની જોડે હતો ત્હેને પાંચસો રૂપૈયા આપીને તથા બીજી બધી શીખામણ દઇને મોકલ્યો. ત્હેણે જઇને ઘી, ઘહું, ગોળ, ચોખા વગેરે સામાન મંગાવ્યો તથા સદ્‌ગુણલક્ષ્મીનાં લુગડાની તૈયારી કરાવવા માંડી. તે બધાંને બહુ વ્હાલી હતી તેથી ભાઈએ તથા માએ મ્હોટી પુત્રી કરતાં ત્હેને વધારે રીત આપવાનો વિચાર કર્યો. તે વાત સદ્‌ગુણલક્ષ્મીના સાંભળવામાં આવી ત્યારે વિચાર કરવા લાગી કે હું માને શી રીતે ના કહું ? પછી પોતાની માશીની દીકરી ચન્દ્રલક્ષ્મી કરીને હતી ત્હેને કહ્યું, "બ્હેન, તમ્હેં મ્હારાં બરોબરીયાં છો, તેથી ત્હમને કહું છું, માટે તમ્હેં માને કહીને મ્હને મ્હોટી બ્હેનના જેટલી જ રીત કરાવજો. મ્હારે ત્હેનાથી જરાક પણ વધારે જોઇતી નથી." ચન્દ્રલક્ષ્મી બોલી, "બ્હેન, તમ્હેં પણ બહુ ડાહ્યાં દેખાઓ છો ! લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે મ્હોં ધોવા જવું ! ઇશ્વર અપાવે છે ને મા આપે છે તેમાં હાથે કરીને શીદ ના કહીએ ? કંઈ આપણે માગવા તો ગયાં નથી ?" સદ્‌ગુણલક્ષ્મી બોલી, "બ્હેન, તમ્હેં ઘેલાં છો ! એમાં કેટલી ગુંચવણ છે તે તમ્હેં જાણતાં નથી. મ્હારી મ્હોટી બ્હેનનો સ્વભાવ એવો છે કે ત્હેને ખબર પડતાં જ તે કંકાસ કરવા માંડશે. મ્હારી માની સાથે તેમ જ મ્હારી સાથે પણ વઢશે." ચન્દ્રલક્ષ્મી બોલી, "ત્હેમાં આપણે શું કરીએ ? સૌના નશીબની વાત છે. એને બીજી ઘણી વખત આપ્યું છે. દાખલા તરીકે એનાં વાસણ

ચોરાયાં ત્યારે થોડાંક અહીંથી આપ્યાં હતાં. લુગડાં ઉંદરડીએ કરડી ખાધાં, ઘરેણાં ચોરાઈ ગયાં, ત્યારે થોડુંઘણું પણ નવું આપ્યું તો હશે જ."

સદ્‌ગુણલક્ષ્મી બોલી, "તે વાત ખરી છે પણ નામ તો રીતનું છે. મ્હારે એક ઘરમાં રહેવું, ખાવું, પીવું ને એકેકનાં મન ઉંચાં થાય તે ઠીક નહિ." ચન્દ્રલક્ષ્મીએ કહ્યું, "બ્હેન, નકામું તમ્હેં તમને પોતાને નુકશાન કરો છો. એ કંકાસ કરીને શું કરી શકવાની છે?" સદ્‌ગુણલક્ષ્મીએ કહ્યું, "અરે બ્હેન, રામ રામ કરો! નફો ને નુકસાન! કંઈ માબાપનું આપેલું જીવતા સુધી પ્હોંચવાનું છે? ઈશ્વરની મરજી હશે તો સૌ મળી રહેશે. માટે તમ્હેં માને કહેવાનું કબુલ કરો, નહિ તો હું બીજા કોઈ પાસે કહેવરાવું. તેથી છેવટે ચન્દ્રલક્ષ્મીએ તે વાત માશીને કહી, ત્યારે ત્હેને પણ વિચાર કરતાં જણાયું કે કંકાસ કરીને આપવું તે યોગ્ય નહિ, માટે આપવું હશે તો બીજી વખતે આપીશ.

ઠરાવેલે દહાડે શુભ મુહૂર્તમાં સદ્‌ગુણલક્ષ્મીનાં લગ્ન થયાં. ત્હેનો મ્હોટો ભાઈ ડાહ્યો હતો તેથી વિવાહમાં કંઈ કજીયો કે કંકાસ થયાં નહિ. જ્યારે સદ્‌ગુણલક્ષ્મીને સાસરે વળાવી ત્યારે માને તથા મોહોલ્લાની દરેક સ્ત્રીને બહુ જ દુઃખ થયું, ને દરેક જણે સદ્‌ગુણલક્ષ્મીને શુભ આશીર્વાદ દીધા. તે શુભ આશીર્વાદરૂપી મ્હોટું ને ભારે પહેલું લઈને તે સાસરે આવી. ત્યાં ત્હેનું "ડાહી વહુ" એવું નામ પડ્યું.

આગળ ઉપર જણાશે કે સદ્‌ગુણલક્ષ્મીએ ઘરસંસાર કેવી રીતે સંભાળ્યો, ત્હેને કેટલી કેટલી મુશ્કેલીઓ આવી પડી હતી, અને તે ત્હેણે પોતાની અક્કલથી કેવી રીતે દૂર કરી. આ વખતે બન્ને બ્હેનોની જરાક સરખામણી કરી જોઈએ. પ્હેલું તો મ્હોટી બ્હેનનાં લગ્ન સોળ વર્ષની ઉમ્મરે થયાં હતાં, ત્યારે ન્હાનીનાં તેર વર્ષની ઉમ્મરે થવાથી ત્હેને ન્હાનપણથી સાસરે આવી રહેવું પડ્યું હતું. બીજું, મ્હોટીને તો પરણી તે વખતે ત્હેનો પતિ દસ રૂપૈયાનો પગાર લાવતો હતો, ત્યારે ન્હાનીનો પતિ તો હજી ભણતો હતો, તેમ જ ભોળાનાથ કરતાં દુર્ગાનાથ ઓછી બુદ્ધિનો હતો. નિર્ગુણલક્ષ્મી બે વરસ સુધી છોકરાં છૈયાંના કકળાટથી છૂટી હતી, ત્યારે સદ્‌ગુણલક્ષ્મીને તો પરણ્યાને બીજે જ વર્ષેથી ઈશ્વરે માતા બનાવી હતી. મ્હોટી બ્હેનને તો

ગામમાંથી બ્હાર નીકળવાનો પણ પ્રસંગ આવ્યો ન હતો, પણ ન્હાની બ્હેનને તો દેશે દેશ રખડવું પડ્યું હતું ! તે કોને માટે ? ફક્ત પતિને માટે ! એને ન્હાનપણથી કેળવણી સારી મળેલી હોવાથી તે આ બધાથી ગભરાઇ નહિ.

હવે જ્યારે સદ્ગુણલક્ષ્મીના ભાઇએ પોતાના પિતાને પત્ર લખ્યો કે "ઇશ્વિરની કૃપાથી વ્હાલી બ્હેનનાં લગ્ન ખુશી ખુશાલીથી થઈ ગયાં છે," ત્યારે તે વાંચી તે ઘણો ખુશી થયો. પછી ત્હેણે પોતાની ડાહી દીકરીને એક પત્ર લખ્યો તે વાંચવા યોગ્ય છે.

સૌ. ચિ. બ્હેન સદ્ગુણલક્ષ્મી,

ત્હને ઇશ્વિર સદા સુખમાં રાખો.આશીર્વાદ સાથે લખવાનું કે ત્હારા ભાઇના પત્રથી ત્હારો સાસરવાસ વગેરે સર્વ જાણ્યું છે. કેટલા વર્ષથી મ્હારા મનમાં હોંસ હતી કે ત્હારાં લગ્ન હું મ્હારે હાથે કરીશ, પણ ઉપરીએ રજા ન આપી તેથી ઉપાય ન હતો. તું જાણતી તો હઇશ જ કે બધાં છોકરાં કરતે તું મ્હને વધારે વ્હાલી છું. ત્હેં સેવા અને તાબેદારીથી સર્વના દિલમાં પ્રેમ ઉત્પન્ન કર્યો છે. દસ વરસની ન્હાની ઉમ્મરમાંથી ઘરનો તમામ ભાર માથે ઉપાડી લીધો હતો. મ્હને હમેશ ખબર પડતી કે ત્હારે લીધે ત્હારી માને ઘણી નિરાંત હતી. જ્યારે જ્યારે હું ઘેર આવતો ત્યારે ત્યારે ત્હારી ગોઠવણ જોઇને હંમેશ ખુશી થતો. ત્હારા ભાઇના પત્રથી માલુમ પડ્યું કે ત્હેં ત્હારી મ્હોટી બ્હેનના કરતાં વધારે રીત લેવાની ના કહી. આથી ત્હારૂં મ્હોટું મન સાબીત થાય છે, અને હું તેનો જે બદલો મોકલું છું તે આ કાગળ જ છે. તે ત્હારી પાસે સંભાળીને રાખી મૂકજે. તેથી ત્હારી જીંદગી સુખચેનમાં જશે.

બ્હેન, ત્હારે સમજવું જોઇએ કે વિવાહ અર્થાત્ લગ્ન એ શી ચીજ છે. રંગરંગનાં સુશોભિત કપડાં પ્હેર્યાં, મહેમાન ભેગા કર્યા, સારૂં સારૂં ખાધુંખવરાવ્યું, નવાં ઘરેણાં કરાવ્યાં એટલામાં જ કાંઈ લગ્ન બસ થતું નથી, પણ લગ્નથી તો નવી દુનિયા શરૂ થાય છે. નવા લોક સાથે વ્હેવાર કરવો પડે છે, અને નવા ઘરમાં રહેવું પડે છે. લગ્ન થયાં એટલે છોકરી મટી બાયડી થઈ જાય છે, અને છોકરો મટી પુરૂષ થઈ જાય

છે. એનો અર્થ એ જ કે બન્નેને પકડીને દુનિયાની ગાડીમાં જોડી દીધાં. હવે, એ ગાડી મરણ રૂપી સ્ટેશન આવે ત્યાં સુધી ત્હેમને ખેંચવી પડે છે. માટે જેમ બને તેમ જીંદગીના દહાડા સુખમાં કાઢવા, નહિ તો લડાઈ, ટંટા, શોરબકોર, અને હાયવોયથી, દુનિયાની મુશ્કેલીઓ વધારે સંકટ આપનારી થઇ પડે છે. મ્હારી વ્હાલી પુત્રી, આ સંસારમાં દરેકનાં મન અને સ્વભાવ જુદાં જુદાં હોય છે. તે દરેકનાં મન સંભાળી લેતાં ઘણું જ દુઃખ વેઠવું પડે છે. હવે ત્હારે જાણવું જોઇએ કે ધણીધણીયાણીમાં ઇશ્વરે શો ફેર કર્યો છે. પુરૂષને સહાય કરવાને માટે સ્ત્રીઓને બનાવી છે. અફસોસ છે કે એ વાત ઘણી સ્ત્રીઓ જાણતી નથી, જાણે છે તે તેમ કરતી નથી,—કરી શકતી નથી. પુરૂષ કમાય છે અને સ્ત્રીઓ ત્હેનો ઘટતી રીતે ખરચ કરે છે. કુટંબ તે એક વ્હાણ છે અને પુરૂષ તે ત્હેનો ખલાસી છે. જેમ ખલાસી વગર વ્હાણ ડુબી જાયં છે અથવા કીનારે અથડાને ભાગી જાય છે તેમ જ કુટુંબમાં પુરૂષ હોશિયાર નથી હોતો તો તેમાં ઘણી જાતની ખરાબીનો સંભવ છે.

જ્યારે કોઈ માણસ ખાનગી વાત કરતું હોય તો તે વખતે આપણે ત્યાંથી ખશી જવું જોઈએ, ને મનમાં એમ વિચાર પણ ન કરવો કે એ મ્હારી વાતો કરતાં હશે. પોતાની રીતભાત પ્હેલેથી જ મર્યાદાસર રાખવી. જે કોઈ જલ્દીથી મળી જાય ત્હેમાં ફાટફુટ પણ જલ્દીથી જ થવાની, માટે " ધાઇને મળીએ નહિ ને છેટું પાડીએ નહિ " એ કહેવત પ્રમાણે વર્તવું.

સાસરામાં રહેવું તે ઉંચા જીવથી રહેવું નહિ. ખરી વાત છે કે પારકું ઘર હોવાથી પ્હેલાં તો અજાણ્યું લાગે અને જીવ ગોઠે નહિ, પણ મન મનાવીને આનન્દથી રહેવું. એમ ન કરવું કે ગયાં તો રડતાં, આવ્યાં તો રડતાં, રહ્યાં તો રડતાં. ઘડી ઘડી પીયર આવવાનો વિચાર ન કરવો. પીયરનો શોખ ગમે તેવો હોય તો પણ સાસરામાં બહુ જણાવવો નહિ, કારણ કે તેમ કરતાં સાસરીયાંને અણગમતું થાય છે. છેવટે એટલું જ કે આ કાગળ દરરોજ એકવાર જરૂર વાંચજે એ જ. લી. ત્હારો શુભેચ્છક પિતા.

## સદ્‌ગુણલક્ષ્મીનો સાસરવાસ.

પિતાનો પત્ર વાંચીને સદ્‌ગુણલક્ષ્મીના મન ઉપર બહુ જ અસર થઈ અને હૃદય ભરાઈ આવ્યું, પણ તરતની સાસરે આવેલી હોવાથી રડી શકી નહિ. સાસરે આવતાં જ ત્હેની દરેક હીલચાલ લોકો જોવા તથા તપાસવા લાગ્યાં. કોઈ મ્હોં જોવા લાગ્યું. કોઈ ચોટલો જોવા લાગ્યું. કોઈ ઘરેણાં લુગડાં જોવા લાગ્યું. ખાતી વખતે કોઇ ત્હેના કોળીયા ગણવા લાગ્યું. કોળીયો ન્હાનો લીધો કે મ્હોટો ? મ્હોં કેટલું ઉઘાડ્યું ? ઉઠતી વખત સાડી કેમ પ્હેરી છે ? માથે કેમ ઓઢ્યું છે ? છેડો કેમ ખોશ્યો છે ? સૂતી તો તે ક્યાં સૂતી ? ક્યારે ઉઠી ? ટુંકામાં, એવી તમામ હરકતો ત્હેને નડતી. એવી સ્થિતિમાં રહેતાં સદ્‌ગુણલક્ષ્મીને ઘણું જ દુઃખ થતું હતું, પણ તે શાણી અને ડાહી હતી. તેથી તે આ સખ્ત પરીક્ષામાં સર્વ વાતે પ્હેલે નંબરે પાસ થઈ.

સદ્‌ગુણલક્ષ્મીએ પ્હેલાં પોતાની નણંદ મદનકુમારી સાથે પ્રીતિ બાંધી. મદન ગમે તેમ તો યે બાળક, ત્હેને મળી જતાં વાર શી ? આખો દહાડો તે “ ન્હાનાં ભાભીજી ” પાસે જ બેશી રહેતી. કોઈ વાર ત્હેની મા કહેતી, “આ ભાભીજી પર આટલી મહેરબાની કેમ છે ? મ્હોટી ભાભીના પડછાયાથી પણ તું ન્હાસતી હતી ! ” મદન કહેતી, “ તે તો મ્હને મારતાં હતાં ને મ્હારાં ન્હાનાં ભાભીજી તો મ્હને ખરા પ્રેમથી ચ્હાય છે.” મદનકુમારીથી સદ્‌ગુણલક્ષ્મીએ પોતાનું કામ કાઢી લીધું. પ્હેલાં તો ઘરની બધી રીતભાત ત્હેનાથી જાણી લીધી અને જે પોતાનાથી શરમને લીધે ન કહેવાતું હોય તે મદનકુમારી જોડે કેહેવરાવતી. સદ્‌ગુણલક્ષ્મીએ મદનની મારફતે ધીમે ધીમે ઘરકામમાં હાથ ઘાલવા માંડ્યો. પ્હેલાં સાંજે મદન પાસે રૂ મંગાવીને વાટયો કરી આપતી હતી. પછી ધીમે ધીમે શાક સમારવા લાગી તથા મદનનાં ફાટેલાં કપડાં સીવી આપતી હતી. તે વખતે સાસુ તથા પતિને પાનનાં બીડાં કરી આપતી હતી.

ધીમે ધીમે રસોડા સુધી જવા લાગી ને ઘરમાં કામ કરનારી સ્ત્રી અમ્બા કરીને હતી, ત્હેને પણ મદદ કરવા લાગી. તે એટલે સુધી કે છેવટે ઘરમાં સર્વ વાત સદ્‌ગુણલક્ષ્મી ને પૂછીને જ થતી. રાંધવાનું પણ ત્હેને

પૂછીને પછી જ કરતાં. જોકે ત્હેનું સાસરૂ બહુ પૈસાદાર ન હોતું તો પણ તે અમ્બા નામની સ્ત્રીને રસોઇ કરવા તથા વાસણ ચૂલો વગેરે દરેક કામ કરવા ઘણા વર્ષથી રાખેલી હતી.

## દુર્ગાનાથના ઘરમાં અંબાનો કારભાર.

જ્યારથી સદ્‌ગુણલક્ષ્મીએ રસોડામાં જવાનું શરૂ કર્યું, ત્યારથી ઘરમાં બધાંએ જાણ્યું કે સ્વાદિષ્ટ રસોઇ આવી થાય છે. પછી તો એવું થયું કે જો કોઈ દહાડો સદ્‌ગુણલક્ષ્મી રસોડામાં જઈ ન શકતી તો બધાંને અંબાનું રાંધેલું ફીકું લાગતું હતું. અંબા ઘરમાં બધું કરતી કારવતી થઇ પડી હતી. બજારમાંથી કપડાં, અનાજ વગેરે જે કાંઈ લાવવુંમૂકવું હોય તે અંબા જ કરતી હતી. કાંઇ ઘરેણું કરાવવું હોય તો તે પણ તેજ કરાવી લાવતી. ટુંકામાં અંબા એક પુરૂષની પેઠે ઘરનો કારભાર કરતી હતી. જ્યારથી સદ્‌ગુણલક્ષ્મીએ રસોઇમાં હાથ ઘાલવા માંડ્યો ત્યારથી એ અંબાની લુચ્ચાઈ એને જણાવા માંડી. એક દિવસે બધી રસોઈ તૈયાર થઈ હતી, અને ફક્ત રાઈતું કરવાનું બાકી હતું. ત્યારે સદ્‌ગુણલક્ષ્મીએ કહ્યું, "જોઉં ! દહીં મ્હને ચખાડો જોઇએ, વખતે ખાટું હશે તો રાઇતું બગડી જશે." અંબાએ દહીંની દાણી કાઢીને ત્હેના હાથમાં આપી. સદ્‌ગુણલક્ષ્મીએ ચાખ્યું તો ખાટું ચડ, કેટલા દહાડાનું વાશી, લીલું લીલું છમને તળે પાણી જાુદું ને ઉપર દહીંની પાતળી છારી વળેલી. સદ્‌ગુણલક્ષ્મીએ કહ્યું, "કેવું ખરાબ દહીં છે ? એ કંઈ રાઈતામાં નંખાય નહિ. અંબા ઝટ જાઓ ને દુકાનેથી સારું, તાજું, મોળું, જોઇને દહીં લઈ આવો." અંબા બોલી, "વાહરે બાઈ ! આટલા રાઇતામાં દુકાનેથી દહીં શું લાવે ? આ દહીં જે તમ્હે ખરાબ કહ્યું તે બે આનાનું છે." તે સાંભળી સદ્‌ગુણલક્ષ્મીએ આશ્ચર્યથી કહ્યું, "અમ્હારે ઘેર તો ઘણીવાર રાઈતું કરતાં હતાં. ત્હેમાં આટલા રાઇતામાં એક આનાનું દહીં નાંખતાં હતાં, ને આમાં તમ્હેં આવું ખરાબ દહીં બે આનાનું કહો છો તે મનાતું નથી." અંબા બોલી, "બાપુ ! તમ્હેં તમ્હારા મોહોલ્લાનો હીસાબ રહેવા ઘો. કયાં ન્હાનું બજાર ને કયાં મ્હોટું બજાર ! જે ચીજ તમ્હારા મોહોલ્લા આગળ એક પૈસે મળે તે અહીં એક આને પણ મળતી નથી. આ ધૂળ

જેવો મોહોલ્લો તો ઉજ્જડ નગરી જેવો છે; હંમેશાં દરેક મોસમે દુકાળ પડે છે." રસોઈમાં વાર થતી હતી તેથી સદ્ગુણલક્ષ્મી ચૂપ થઈ ગઇ અને અંબાને કહ્યું, "હશે, જેમ મળતું હોય તેમ જઇને ઉતાવળથી લાવો." પણ સદ્ગુણલક્ષ્મી એટલી ભોળી ન્હોતી કે ત્હેની વાત સાચી માને; તેથી મનમાં વિચાર કરવાલાગી કે કંઇકિ પણ એનું કપટ છે. પાઈએ પાઈનો ફેર હોય તો ચાલે, પણ આતો આનાની વાત થઈ. એક શહેરના બે મોહોલ્લા વચ્ચે બમણો ફેર !

બીજે દિવસે અંબા પાન લાવી તે જોઈ સદ્ગુણલક્ષ્મીએ કહ્યું, "અંબા, તમ્હે તો જાણે કે લીલાં પાંદડાં જ વેચાતાં લાવો છો. એમાં નથી કાંઈ તીખાશ કે નથી કાંઇ સ્વાદ. હમણાં તો શીયાળાની ઋતુ છે, માટે ખાસાં પાકાં પાન શોધીને લાવો." અંબાએ કહ્યું, "પાકાં પાન તો પૈસાનાં ચાર મળે છે ને અહીં તો રોજ એક ડજન પાનનો વરો છે, તેથી હું કાચાં પાન લાવું છું." એટલામાં સદ્ગુણલક્ષ્મીને પીયરથી ગંગા નામની સ્ત્રી ત્હેની ખબર પૂછવાને આવી. તે પણ સદ્ગુણલક્ષ્મીના ઘરમાં અંબાના જેવું જ કામ કરતી હતી: એટલે રાંધવાનું, વાસણચૂલો કરવાનું, બજારમાંથી લાવવામૂકવાનું, વગેરે તે કરતી હતી, પણ અંબાના જેવી નીમકહરામ ન હતી. ત્હેને સદ્ગુણલક્ષ્મીએ પૂછ્યું, "કેમ ગંગાબાઈ, તમને આજકાલ પાન શા ભાવનાં મળે છે?" તે બોલી, "પૈસાનાં દસ." તરત જ સદ્ગુણલક્ષ્મી પેટી ઉઘાડી બે પૈસા લઈ આવી ને બોલી, "લ્યો, આ મોહોલ્લાની જ પાનવાળી પાસેથી પાન લઇ આવો." થોડી વારમાં ગંગા પાન લઈ આવીને બોલી, "બ્હેન, આપણે ત્યાંના કરતે અહીં પાન જરા સોંઘાં મળે છે. બે પૈસાનાં પચીસ પાન આવ્યાં. આ દરવાજો શહેરના મુખ ઉપર આવેલો છે, તેથી દરેક ચીજ પ્હેલી આ દરવાજેથી શહેરમાં આવે છે. આ તો પાકાં લીધાં તેથી પચીસ મળ્યાં નહિ તો કાચાં તો વધારે આપે છે." સદ્ગુણલક્ષ્મીએ કહ્યું, "આ અંબા તો રોજ બધામાં એમ જ આગ લગાડે છે, માટે ગંગાબાઇ તમ્હે અહીં ચાર દિવસ મ્હારી પાસે રહો. હું માને કહેવરાવીશ એટલે ત્યાંનું કામ બીજા કોઈ પાસે કરાવી લેશે." ગંગા બોલી, "બ્હેન, હું તમ્હારી સેવામાં હાજર છું." ચાર દહાડા સુધી દરેક જાતનો સામાન ગંગાને હાથે આવ્યો, ત્હેમાં બધી અંબાની લુચ્ચાઈ સ્પષ્ટ જણાઇ ગઈ. પણ આ બધી

વાતની ત્હેની સાસુને કંઇ ખબર ન પડી. ફક્ત સદ્ગુણલક્ષ્મી, અંબા ને ગંગા એટલાં જ જાણતાં હતાં. ત્હેણે જાણ્યું કે એ ઘરડી સ્ત્રીને બદનામ કરવાથી ફાયદો નથી. રાત્રે ખાઈને પરવાર્યાં પછી મેડી ઉપર સદ્ગુણલક્ષ્મી પાન ખાતી હતી. ત્હેને પીયરથી આવેલી ગંગાબાઈ પણ પાસે જ બેઠેલી હતી તેવામાં અંબા આવી. ત્હેને ગંગાબાઇએ કહ્યું, "કેમ બ્હેન અંબા, આ શું કહેવાય ? ચોરી કરવી એ કેવી વાત છે ? જુઓ, આ સદ્ગુણબ્હેન અહીં જ છે. સાત વરસ સુધી બરાબર ત્હેમને ત્યાં ચાકરીએ રહેલી છું. ઘરનો બધો કારભાર એ પોતે ચલાવતાં હતાં. ઇશ્વિરકૃપાથી અમીરી ખરચ. હજારો રૂપૈયાનો માલ લીધો હશે, પણ બ્હેન, જો કે હકનું હશે તે તો નથી લીધું એમ કેમ કેહેવાય ? એટલું લેવાનો તો આપણો નોકરોનો ધર્મ છે, પરન્તુ તેથી વધારે તો લઇ શકાય નહિ. ત્હેમના આપ્યા ઉપરાંત આવી રીતે લેવું તે તો તદ્દન નીમકહરામી કહેવાય." અંબા બોલી, "બ્હેન, મ્હારી વાત ક્યાં કોઈ નથી જાણતું કે હમણાં છાની રાખું ? હા, હું તો ચોરી કરૂં છું ને લૂંટું છું, અને તે પણ હમણાંથી જ નહિ, પણ હંમેશની. તમ્હે જ જુઓ કે આ ઘરમાં કેટલું બધું કામ છે ? અંદર ને બ્હાર બધે હું એકલી. ચાર ચાર નોકરોનું કામ મ્હારે એકલીને કરવું પડે છે. પોતાના લાભ વગર કોઇ એમ મફતનાં હાડકાં ભાગે નહિ જ. શેઠાણીએ કેટલી યે વાર કાઢી મૂકી હતી, પણ આખરે મ્હને ને મ્હને જ બોલાવવી પડી. ચાર માણસનું કામ હું કરૂં ત્યારે ચાર માણસના જેટલો પગાર પણ હું લઉંસ્તો. એ લોકો નથી આપતાં ત્યારે મેળે લેવો પડે છે."

તે અંબાનો હેવાલ એવો છે કે તે પચીસ વરસથી ભોળાનાથને ત્યાં ચાકરીએ રહેલી હતી. એક દિવસની વાત હોય તો ઢંકાય, પણ આ તો રોજનું રહ્યું. તેમ જ ઘરમાં આવક થોડી ને ખર્ચ વધારે હતું. તેથી ઘણી વખતે ત્હેની પાસે કરજે રૂપૈયા મંગાવવા પડ્યા હતા, તથા ઘણી ખરી ચીજો તે ઉધારે લાવતી હતી. તેથી તે નીકળે એટલે સો રૂપૈયાની ઉઘરાણી કરે. ઘરમાં ખાવામાં મ્હોટાઇ, પ્હેરવામાં મ્હોટાઈ, દરેક વાતમાં ખોટી ફીશીયારી હતી. તેથી અંબા ગાઈ વગાડીને કહેતી કે "મ્હારૂં નીકળવું કંઈ રહેલું નથી. ઘરને ગધેડે ચડાવીશ ત્યારે નીકળીશ; ઉપકાર ને બદલે અપકાર કરીશ ત્યારે નીકળીશ. અમથી હું નીકળવાની નથી."

## અંબાએ વધારે કપટ કરવા માંડયું.

હવે સદ્‌ગુણલક્ષ્મીએ ઘરમાં બધી તપાસ કરવા માંડી, એટલે તે અંબાની તો પૂરેપૂરી દુશ્મન થઇ હતી. અંબા રોજ મનમાં વિચાર કરતી કે આ ન્હાની વહુ સાથે સાસુ નણંદને વઢવાડ થાય તો મ્હારૂં કામ થાય. ગરીબ બીચારી સદ્‌ગુણલક્ષ્મી! તે તો સારૂં કરવા માગતી હતી પણ ત્હેમાંથી શું થશે તે ત્હેને ખબર ન્હોતી. તોપણ જ્યારે ત્હેણે જાણ્યું કે આ ઘરમાં બધું એ કરે છે તે જ થાય છે ને પોતાનું બોલેલું નકામું જાય છે ત્યારે ત્હેણે કહેવું છોડી દીધું ને મનમાં વિચારવા લાગી કે "હવે નકામી તકરારમાં શું ફાયદો ? હું એકલી ત્હેને ભૂંડી લાગુ છું ત્યારે કહીને કામ શું ?" તેથી ત્હેણે રસોડામાં જવાનું પણ મૂકી દીધું. ઘરનાંને તો હમણાં હમણાં સારૂં સારૂં ખાવાનો સ્વાદ પડેલો તે બધાંએ આ અંબાના હાથનું ખાવાનું આવ્યું કે મ્હોં મડવા માંડયાં. કોઈ કહેતું કે "આજે ભાતમાં કાંકરા આવે છે ને મ્હોંમાં કચર કચર થાય છે," તો બીજું કહેતું કે "દાળમાં મીઠું તો આંખો મીચીને નાંખ્યું છે તે દાળ ખારી ખારી અગર લાગે છે." પણ સદ્‌ગુણલક્ષ્મીને કોણ કહે કે "તમ્હે રાંધો" લાચારીથી જેવું થાય તેવું ખાવું પડતું. એક વાર ચોમાસાની ઋતુમાં થોડા થોડા છાંટા પડતા હતા, થંડો પવન ખુશ લહેરથી વાતો હતો. તેવામાં દુર્ગાનાથે માને કહ્યું, "આજે તો ઉનાં ઉનાં ભજીયાં ખાવાનું મન થયું છે, પણ તે ભજીયાં એ પોતે કરી આપે તો જ ખાઉં." બીચારી સદ્‌ગુણલક્ષ્મી તો મેડી ઉપર બેઠી બેઠી વાંચતી હતી. ત્હેને કંઇ ખબર ન્હોતી કે દુર્ગાનાથે ભજીયાં માગ્યાં છે. અંબાએ સામાન તૈયાર કર્યો; પછી દુર્ગાનાથને કહ્યું "ભાઈ, મ્હેં સામાન તો તૈયાર કર્યો છે, હવે "ડાહી વહુને" બોલાવી લાવું." એમ કહીને ઉપર ગઇ, પણ સદ્‌ગુણલક્ષ્મીને કશું કહ્યું નહિ. જરાકવાર રહીને પાછી આવીને દુર્ગાનાથને કહ્યું, "વહુ તો કહે છે કે મ્હારૂં માથું દુઃખે છે." એમ કહીને પોતે ભજીયાં કર્યાં. તે ધૂળ જેવાં કર્યાં. દુર્ગાનાથે હોંસે હોંસે ભજીયાં કરવાનાં કહ્યાં ત્યારે આવાં થયાં; તે

જ્યાં ત્યાં ખાધાં તો ખરાં, પણ દુર્ગાનાથના મનમાં તથા હેની માના મનમાં પણ ખોટું લાગ્યું કે મ્હારા દીકરાએ આટલાં ભજીયાં કરવાનાં કહ્યાં તે એણે ના કહી. દુર્ગાનાથ ઉપર ગયો ત્યારે એને વાંચતી દીઠી તેથી ખૂબ ચીડાયો ને મનમાં પ્હેલી જ વખત ધાર્યું કે મ્હને ભજીયાં કરી આપવાં પડે તે માટે માથાનું બ્હાનું કાઢ્યું. જો હેનામાં અક્કલ હત તો તો હેને પૂછત કે "કેમ એટલાં ભજીયાં કરવાની પણ ના કહી ને અત્યારે વંચાય છે ખરૂં !" પણ હેનામાં એટલી અક્કલ કયાં હતી કે પૂછે ? પૂછ્યું હત તો અંબાની લુચ્ચાઈ બધી ઉઘાડી પડત ને એચાર શબ્દોમાં દરેક જણના મનનું સમાધાન થાત. પણ તેમ ન કરતાં હેણે બધી વાત મનમાં જ રાખી ને મ્હોં ચઢાવ્યું, તેમ જ હેની માએ પણ મ્હોં ચઢેલું રાખ્યું.

ગરીબ બીચારી સદ્‌ગુણલક્ષ્મી ! એને આ વાતની કંઈ ખબર ન્હોતી, તેથી મનમાં ગભરાવા લાગી કે હે ઇશ્વર, મ્હેં આ બધાંનો શો વાંક કર્યો હશે ! આ વાત હજી પૂરી ન થઈ એટલામાં અંબાએ બીજી વાત ઉરાડી. દુર્ગાનાથની માએ અંબાને કહ્યું કે "હવે હોળીના દિવસો પાસે આવ્યા માટે ઘરને ચૂનો છંટાવવો પડશે તેમ જ વાસણોને કલાઈ કરાવવી પડશે, માટે કોઈકનેથી ૫૦ રૂપૈયા ઉધારે લઈ આવો તો ઠીક થાય." અંબા બોલી, "તમ્હારે રૂપૈયાને શું કરવા છે ? તમ્હારી ડાહી વહુ તો પોતાના બાપને ગામ જવાની છે ને તે જશે ત્યારે તમ્હારા ન્હાના દીકરાને એટલે એના ધણીને પણ સાથે લઈ જશે. પછી તમ્હારે એકલાંને ઘર ધોળાવીને તથા વાસણોને કલાઇ કરાવીને શું કામ છે ? હવે તો કોઈ ઉધારે રૂપૈયા આપતું નથી. પેલો હજારીમલ્લ પણ રોજ પૈસા માટે માણસ મોકલી ઉઘરાણી કરાવે છે. ત્યારે નવા પૈસા કોની પાસેથી લાવું ?" તે સાંભળી દુર્ગાનાથની મા ચૂપ થઇ ગઈ. પછી પૂછ્યું કે "અરે સાચું કહે શું ડાહી વહુ નક્કી જવાની છે ?" અંબા બોલી, "જાય ન જાય તે તો હેનું મન જાણે પણ આપણે તો સાંભળ્યું છે તે કહીએ છિએ." દુર્ગાનાથની માએ કહ્યું, "હેં કોને કોને મ્હોંએ સાંભળ્યું હતું તે તો કહે." તે બોલી, "સાંભળવાનું બીજા કોને મ્હોંએ હોય ? મ્હેં તો હેની ચાકર પેલી ગંગાબાઈ છે હેની પાસે બે રૂપૈયા માગ્યા ત્યારે હેણે કહ્યું કે, 'આપત તો ખરી પણ મ્હારે મ્હારી

સદ્‌ગુણબ્હેન સાથે પહાડ ઉપર જવું છે. ત્હેમના પિતાજી અત્રે આવશે ત્હેમની જોડે અમ્હેં બધાં જવાનાં છિએ.' ને તેમ છતાં આપણ ન જાણતાં હોઇએ તો પણ શું ! રોજ તમ્હેં એના ઢંગ જોતાં નથી ? પ્હેલાં તો ઘરનું કામકાજ બધું જોતી, સંભાળતી, ને હવે તો જાણે મેડી ઉપરથી નીચે આવવાના પણ સમ ખાધા છે. બાપને તો રોજ કાગળ ઉપર કાગળ લખે છે, ત્યારે જવાનું ન હોય તો બીજું શું હોય ?" એટલામાં દુર્ગાનાથ આવ્યો ત્હેને ત્હેની માએ પૂછ્યું. ત્હેણે કહ્યું કે "હું કાંઈ જાણતો નથી. મ્હને એણે કંઈ કહ્યું નથી." ત્હેની મા બોલી, "જા જા જૂઠા ! મ્હારાથી છાનું રાખે છે ? આટલે સુધી વાત આવી ને ત્હને ન કહે એવું હોય ?" દુર્ગાનાથ બોલ્યો, "બા, તમ્હારા સમ છે જો ખોટું બોલતો હઉં તો. ખરૂં જ કહું છું કે મ્હને કંઈ ખબર નથી." પછી અંબાને બોલાવીને પૂછ્યું કે આ તો ના કહેછે. ત્યારે તે બોલી કે "ભાઇ, તમ્હેં સાચું માનો કે ખોટું માનો પણ તમ્હારી વહુ તો નક્કી જવાની છે. વખત છે તમ્હારાથી છાનું રાખ્યું હશે. એ કાંઈ પેલી મીજાજદાર વહુ નથી કે જેના પેટમાં વાત ન રહે ! આ તો ખબરદાર ને હોશિયાર વહુ છે તે જતા સુધી પણ કોઇને કહેશે નહિ." ત્યારે માએ દીકરાને પૂછ્યું, "જો ભાઇ એ વાત સાચી ઠરે તો ત્હારો શો ઠરાવ છે ?" તે બોલ્યો કે "એવું વળી હોય કે હું તમને અહીં એકલાં મૂકીને જતો રહું ? તેમ જ એ પણ એવું શું માથું લાવી છે કે કોઇને પૂછ્યા વગર જાય ? હું આજે ત્હેને પૂછીને તમને કહીશ." ત્યારે માએ કહ્યું, "ના ના ! પૂછવાની કંઈ જરૂર નથી. આ રાંડ અંબાનો કંઈ વિશ્વાસ નહિ, માટે વખત આવ્યે વાત."

એવી રીતે આ અંબા સુખી ઘરમાં દુઃખ ઉભું કરવા તૈયાર થઇ હતી. ધીમે ધીમે સદ્‌ગુણલક્ષ્મીને પોતાની ન્હાની નણંદ મદનકુમારીથી કંઈ કંઈ ખબર મળવા માંડી હતી. તેથી તે બધી વાત તો નહિ પણ થોડી ઘણી જાણી, સમજી ગઈ હતી. તે મનમાં કહેતી કે "ઠીક છે અંબા, તું પણ જો તો ખરી કે ત્હને કેવી સીધી દોર બનાવું છું. હમણાં ત્હારૂં માથું ફરી ગયું છે કે ઘરમાં રોજ કંકાસ કરાવે છે, પણ યાદ રાખજે, ત્હને પણ એવી ઠેકાણે લાવું કે ત્હારી ખો ભૂલાવી દઉં. હવે, હજારી-

મલ્લ કરીને વાણીયો હતો. ત્હેનું ઘણું કરજ હતું તેથી રોજ અંબાને દેખે કે પૂછે, " કેમ અંબા, અમ્હારો હીસાબ કયારે થશે ? " ત્યારે તે કહેતી કે " થશે, થશે, ધીરજ ધરો. મ્હારા શેઠ આવશે ત્યારે બધા રૂપૈયા આપી દઈ શું. " તેમ જ વળી એક દિવસે ત્હેણે આવી જ રીતે ઉઘરાણી કરી ત્યારે તે બોલી, " અરે વાહ! તમ્હેં જ્યારે જુઓ છો ત્યારે મ્હને શું કરવા ચીડવો છો ? જેને આપો છો ત્હેની પાસેથી માગો. હું શું કરૂં ! મ્હારી પાસે તો કાંઇ પૈસા નથી. " તે વાણીયો બોલ્યો, " અરે ! એ તમ્હેં શું બોલો છો ? દુકાન પરથી તો તમ્હેં લઈ જાઓ છો ને તમ્હેં ન જાણો કેમ ? અમ્હેં તો તમને આપ્યું છે તે તમને ઓળખીએ. " અંબા બોલી, " અરે બાપુ ! જરા વિચાર તો કરો. મ્હારી પાસે નથી રૂપૈયા, નથી કંઈ મીલકત; ત્યારે તમ્હેં મ્હને શા ઉપર રૂપૈયા ધીર્યા હતા ? અને તેમ છતાં મ્હારી જ પાસેથી લેવા છે તો ભલે મ્હારી પાસેથી લેવાય તો લઈ લેજો. મ્હારા મ્હેલ હોય તો વેચાવી નાંખજો ને બીજાં ઘરેણાંલુગડાં હોય તો તે પણ લઈ લેજો. " ત્હેની આવી વાત સાંભળીને તે ઘણું જ ગભરાવા લાગ્યો. પછી ત્હેને ધીરજથી સમજાવવા માટે બોલ્યો, " આજે તમ્હેં કોઈ સાથે વઢી આવ્યાં હો એમ લાગે છે. શું તમ્હારાં શેઠાણીએ કાંઈ કહ્યું હતું ? અથવા ત્હેના દીકરાએ કહ્યું હતું ? કે છે શું ? જરા બેસો તો ખરાં. "

જ્યારે અંબા બેઠી ત્યારે ત્હેણે હસીને પૂછ્યું, " એમ લાગે છે કે આજે તમ્હેં કોઈ સાથે લડાઇ ટંટો કરેલો છે. " અંબા બોલી, " શા વાસ્તે લડું ? તમ્હેં મ્હને ચીડવી ત્યારે મ્હેં તો જે ખરેખરૂં હતું તે કહ્યું. સાચી વાત કહેવી ત્હેમાં ખોટું શું ? " તે બોલ્યો, " એ તો ઠીક છે. રૂપૈયા તો માલીકને આપવાના છે, પણ જે લઈ જાઓ છો તે તમ્હારે હાથે લઈ જાઓ છો. તમ્હેં કંઈ ધણીના નામની ચીઠ્ઠી લાવતાં નથી, ફકત મ્હોંએ નામ દઇને લઈ જાઓ છો. હવે તે તો ઠીક, પણ બોલો તો ખરાં કે તમ્હારા શેઠના ન્હાના દીકરાની વહુ કેવી છે ? પોતાની મ્હોટી બ્હેનના જેવી જ છે કે જુદા મીજાજની છે ? " અંબા બોલી, " આ વહુની તો તમ્હેં વાત જ ના કરશો. છોકરી તો મ્હોટાં ઘરની છે, પણ કંજુસ બહુ છે. એક પૈસાનો સામાન પણ બજારમાંથી ચાર વખત બદલાવી મંગાવે નહિ ત્યાં સુધી ત્હેને પસંદ પડતો નથી. બાકી

બીજી બધી વાતે સારી છે. રાંધતાં, શીવતાં વગેરે પણ આવડે છે. પ્હેલ-વ્હેલાં તો મ્હારી ઉપર પણ રોફ ચલાવવા માંડ્યો હતો, પરન્તુ તમ્હે જાણો છો કે મ્હારૂં કામ કેવું ઠાવકું હોય છે. તેથી આખરે થાકીને બેસવું પડ્યું. બાકી એની સાસુ અમ્હારાં શેઠાણી છે ત્હેના જેવો તો કોઇનો સ્વભાવ જ નહિ. લોકો મ્હારે વિષે ઘણી વાર જુઠુંસાચું કહી જાય છે, પણ આપણને કોઈ દહાડો કડવો શબ્દ કહ્યો નથી." તે બોલ્યો, "મ્હેં સાંભળ્યું છે કે ન્હાની વહુને વધારે રીત મળી તે ખરી વાત છે" અંબા બોલી, "રાખ ! મ્હોટી વહુ કરતાં પણ થોડી મળી છે." હજારી-મલ્લે કહ્યું, "બહુ નવાઈની વાત છે. ન્હાની છોકરીનાં લગ્ન વખતે તો એના બાપને નોકરી મળી છે, તેથી મ્હોટી કરતાં ત્હેને વધારે આપ-વું જ જોઇએ." અંબા બોલી, "એના બાપનો કાંઈ દોષ નથી, પણ ત્હેણે પોતે જ ના કહીને બધું ઓછું કરાવ્યું." હજારીમલ્લે કહ્યું, "એ પણ મ્હોટી બ્હેનની પેઠે જુદું ઘર માંડવાની હશે !" અંબા બોલી, જુદુ ઘર તો શાનું ? પણ એ તો નરી ધૂળ ફકાવે એવી છે. મ્હોટી વહુ મીજાજદાર ખરી, પણ મનની ભોળી, ને આ તો મ્હોંની મીઠી ને અંદરથી પ્હોંચેલી છે. કોઈ ગમે તેવું કામ કરે પણ એની નજરમાં ન આવે. બળ્યું એવી બાઈ તો ઘડીક વાર પણ ન પરવડે." હજારીમલ્લે પૂછ્યું, "તમ્હારા શેઠનો કાગળબાગળ આવ્યો છે કે ?" અંબા બોલી, "ના રે, કાગળબાગળ કંઈ આવ્યો નથી. શેઠાણી ખરચ માટે ઘણું યે લખાવે છે પણ એકકેનો જવાબ આવતો નથી. તેથી પરમ દહાડે મ્હને કહેતાં હતાં કે હજારીમલ્લ પાસેથી પચાસ રૂપૈયા ઉછીના લાવજે." આ વાત સાંભળીને તે ચોંકયો ને બોલ્યો, "નહિ નહિ, આગળના આપેલા રૂપૈયાનો હીસાબ નક્કી કરીને મ્હને તે પ્હોંચાડશો નહિ ત્યાં સુધી હું બીજા આપવાનો નથી. તમ્હારાં શેઠાણીને સમજાવો ને કહો કે મ્હારો ભાગીઓ માનતો નથી માટે ગમે તેમ કરીને રૂપૈયા ભરી ઘો, આખરે ફજેતી થશે." અંબા ત્હેને ચઢાવવાને માટે બોલી, "તમ્હારા રૂપૈયા તો ઈશ્વર અપાવે ત્યારે લેજો. મ્હારાં શેઠાણી વાળે વાળે કરજદાર છે. એક પાસથી કાપડીઓ ઉઘરાણી કરે છે તો એક પાસથી મોદી ઉઘરાણી કરે છે." હજારીમલ્લે કહ્યું, "તે

બધા સાથે મ્હારે શું કામ છે ? અમ્હારા રૂપૈયા તો ગમે તેમ કરીને પણ ભરવા જ જોઇએ. જો મ્હારો ભાગીઓ આ વાત જાણે તો હમણાં કોરટમાં ફરિયાદ માંડે. હું રોજ સમજાવીને રાખું છું ત્હેમાં આટલા દિવસ ચાલ્યું." અંબા બોલી, "ફરિયાદી કરો કે ના કરો, રૂપૈયા ઘરમાં છે જ ક્યાં કે મળે ! તો પણ મ્હારે શું ! હું તો શેઠાણીને બધી વાત કહીશ પછી ગમે તેમ કરે, પણ વિચાર તો કરો કે રૂપૈયા હત તો કરજ શું કરવા કરત ?" આટલી વાત કરીને તે ઘેર ગઈ.

ઘેર ગઈ ત્યારે શેઠાણીએ ઠપકો દીધો કે "તું બજારમાં જઉં છું તો એટલી બેફીકર થઇને બેશી શું રહું છું ? કંઈ રાંધવા કરવાનો વિચાર છે કે નથી ? જો તો ખરી, દિવસ કેટલો ચઢયો છે ? હવે તું રાંધીશ ક્યારે ને અમ્હે ખાઈશું ક્યારે ?" અંબા બોલી, "મૂઆ હજારીમલ્લની મોહોકાણની આટલી વાર લાગી. તે મૂઓ રોજ રોજ મ્હને ટોકે છે કે રૂપૈયા ક્યારે આપશો ? રોજ તો હું બોલતી નથી, પણ આજે તો પછી કહ્યું કે "તું રોજ રોજ શું ટોકે છે ? જરાક ધીરજ ધર ને મ્હારા શેઠ લાહોરથી રૂપૈયા મોકલશે એટલે તરત ત્હને ચૂકવી આપીશું, પણ તે મૂઓ તો મ્હારું માને જ શું કરવા ? ભરબજારમાં મ્હારી ફજેતી કરવા લાગ્યો." શેઠાણીએ કહ્યું, "હજારીમલ્લને આજે શું ભૂત ભરાયું હશે ? તે એવો તો ન્હોતો ! ઘણા વર્ષથી ત્હેની સાથે લેણદેણ કરીએ છીએ. કોઈ વાર વ્હેલું આપ્યું ને કોઈ વાર ઓછું પણ આપ્યું હશે, પરન્તુ તેણે કદી પણ તકરાર કરી નથી." અંબા બોલી, "બાઈ, દુકાનમાં કોઈ ભાગીયો થયો છે ત્હેની આગળ ત્હેનું કંઇ ચાલતું નથી, તેથી મ્હને કહ્યું છે કે 'મ્હારા વતી હાથ જોડીને કહેજે કે બને તેમ કરીને બેચાર દિવસમાં રૂપૈયા ભરી ઘો નહિ તો મ્હારો ભાગીઓ નક્કી ફરિયાદ કરશે." આ છેલ્લા શબ્દો સાંભળીને દુર્ગાનાથની માને બહુ જ બીક લાગી ને તેથી ત્હેની ન્હાની બ્હેન જરા પૈસાવાળી હતી ત્હેની મદદ માગવાનો વિચાર કર્યો. અંબાને ત્હેણે કહ્યું કે "જઈને ગાડી લઈ આવ. હું મ્હારી બ્હેનની કંઇ મદદ લઉં નહિ તો એ ફરિયાદી માંડશે તો હું રૂપૈયા ક્યાંથી લાવીને આપીશ ! મ્હારી પાસે એટલો અવેજ નથી કે વેચીને રૂપૈયા ભરી દઉં." ત્યારે

અંબા બોલી, "બાઇ, મ્હારી એક વાત સાંભળો ને હું કહું તેમ કરો. તમ્હારી ડાહી વહુ જો પોતાનાં બે કડાં જ આપે તો બધું કરજ મટી જાય. એ કડાંથી હજારીમલ્લનું તેમ જ બીજા બધાનું દેવું પતી જશે ને પછી થોડા દિવસમાં શેઠજી ખર્ચ મોકલશે એટલે પછી કરજ કરવાની જરૂર પડશે નહિ." આ સાંભળીને દુર્ગાનાથની મા બોલી, "અરે! તું કાંઈ ગાંડી થઇ છું? ખબરદાર! ફરીથી કોઇ દહાડો એવું બોલીશ નહિ. મ્હારૂં આખું ઘર વેચાઈ જાય તો ભલે, પણ વહુ પાસેથી લેવું તે યોગ્ય નથી." અંબા બોલી, "બાઈ, મ્હેં તો એવા વિચારથી કહ્યું કે વહુ ને દીકરી તો સરખાં કહેવાય; ને વેચવાં ન હોય તો ઘરેણે મૂકીએ એટલે તે વેપારીની ખાત્રી થશે. એક મહિના બે મહિનામાં રૂપૈયા આપીશું ત્યારે પાછાં આપશે. એટલા દિવસ નકામાં ત્રીજોરીમાં પડી રહેશે ત્હેના કરતે તે વેપારીને આપીએ તો શું ખોટું?" દુર્ગાનાથની મા બોલી, "બાપુ, વહુદીકરીમાં ફેર હોય છે. ત્હેમાં પણ વળી તરતની પરણેલી ને કોઈ એવી વાત કહેતું હશે? માટે તું ફરીથી કદી એવી વાત બોલીશ નહિ. તેમ જ સંભાળ રાખજે કે મદનકુમારી આ વાત જાણે નહિ, નહિ તો બધું જઇને વહુને કહી દેશે." અંબા બોલી, "મદન તો હમણાં જ અહીંથી ગઇ, તેથી ત્હેણે બધી વાત સાંભળી હશે, પણ તે હજી બાળક છે માટે સમજી નહિ હોય." પછી તે ગાડી લઈ આવી. ત્હેમાં બેશીને દુર્ગાનાથની મા ત્હેની બ્હેનને ઘેર ગઈ.

આણી પાસ મદનકુમારીએ તરત જ જઇને સાંભળેલી વાત ભાભીજીને કહી દીધી. હવે સદ્‌ગુણલક્ષ્મી ગુંચવાડામાં પડી કે કરવું શું? આખરે પોતાના મ્હોટા ભાઇને નીચે પ્રમાણે પત્ર લખ્યોઃ—

મ્હારા મુ. વ્હાલા ભાઈ,

પ્રણામ સાથે લખવાનું કે ઘણા દિવસ થયાં મ્હેં તમને પત્ર લખ્યો નથી, કારણ કે મુ. પિતાજીને લખું છું તે તમ્હે વાંચતા હશો એમ ધારીને જુદો પત્ર લખતી ન્હોતી. પરન્તુ આજે તમને લખવું યોગ્ય લાગ્યાથી તમને લખી જણાવું છું તે તમ્હે મુ. પિતાજીને મ્હારા પ્રણામ સાથે જણાવજો. હું જ્યારથી સાસરે આવી છું ત્યારથી મ્હને અહીં દરેક વાતનું સુખ છે. મ્હારાં સાસુ તથા નણંદ મ્હારા ઉપર બહુ હેત રાખે છે, પણ

ફક્ત એક અંબા કરીને કામકાજ કરનારી સ્ત્રી છે ત્હેનાથી મ્હારે બહુ દુઃખ ખમવું પડે છે. તે ઘણાં વરસથી રહેલી છે ને ઘરમાંથી બધું લઇને ઘરને પાયમાલ કરી નાંખ્યું છે. કરજ પણ પાર વગરનું થઈ ગયું છે. મ્હેં એની ઠગાઈ પકડી છે તેથી હું તો એની પૂરી દુશ્મન થઇ છું. તે મ્હારી સામે રોજ નવાં નવાં તરકટ કરે છે. એ છે ત્યાં સુધી મ્હને જરાકે નીરાંત રહેતી નથી. એને કાઢવી પણ મુશ્કેલ છે, કારણ કે બધું કરજ એની મારફત કરેલું તેથી કાઢવાનું નામ દીધું કે જઇને બધા માગનારાને ભડકાવે છે. વળી કરજનો પણ કંઈ હીસાબ નથી. બધું મ્હોંએ લેણુંદેણું. હું ઇચ્છું છું કે બધા લોકોનો હીસાબ નક્કી થઈ જાય, ને હવેથી કરજે લેવાનો ચાલ બંધ પડે તથા અંબાને કાઢી મૂકે. માટે તમ્હેં મુ. પિતાજીને કહીને દીવાળીની રજા ઉપર જરૂર અત્રે આવજો ને આવતાં આવતાં લાહોરથી મ્હારા પૂજ્ય સસરાજીને પણ જરૂર તેડતા આવજો. ગમે તેમ કરીને જરૂર આવજો. આ કાગળ મ્હેં બહુ ગભરાટમાં લખ્યો છે, કારણ કે કોઈ વેપારીએ ફરિયાદી માંડવાની ધમકી આપી છે ને અંબાએ સાસુજીને મ્હારાં કડાં ગીરવી મૂકવાને સલાહ આપી છે, પણ મ્હારાં સાસુજી તે ન માનતાં મ્હારાં માશીજીને ત્યાં ગયાં છે. હવે જે થાય તે ખરૂં."

લિ. સૌ. સદ્ગુણલક્ષ્મીના પ્રણામ અંગીકાર કરશો.

## તુળજાલક્ષ્મી તથા સદ્ગુણલક્ષ્મી વચ્ચે થયેલી વાતચીત.

એક પાસથી ઉપર પ્રમાણે ભાઇને પત્ર લખ્યો, ને બીજી પાસથી સદ્ગુણલક્ષ્મીએ પોતાની માશીને કહેવરાવ્યું કે "હમણાં ઘરમાં હું એકલી છું, તેથી બ્હેન તુળજાલક્ષ્મીને મ્હારી પાસે બે દિવસ રહેવા મોકલજો." તે જ સાંજરે તુળજાલક્ષ્મી આવી પ્હોંચી ને ગાડીમાંથી ઉતરતાં જ બોલી ઉઠી, "અરે ! બ્હેન સદ્ગુણ, તમ્હારા જેવું તો કોઈ હોય નહિ. મ્હેં તમ્હારી પાસે મુ. માસાજી નો આવેલો પત્ર વાંચવા મંગાવ્યો હતો તે પણ તમ્હેં આપ્યો નહિ !" સદ્ગુણલક્ષ્મી આશ્ચર્યથી બોલી, "મ્હારી પાસે કોને લેવા મોકલ્યું હતું ?" તુળજાલક્ષ્મી બોલી, "આ અંબા ઉભી છે.

કેમ બાઈ, મ્હેં તમને ગયા શુક્રવારે શું કહ્યું હતું ? તમ્હેં મ્હારે ઘેર આવ્યાં હતાં ત્યારે મ્હેં પત્ર વિષે કહ્યું હતું કે નહિ ?" અંબા બોલી, "હા બાપુ, તમ્હેં તો કહ્યું હતું, પણ મ્હને રાંડને સરત રહી નહિ. અહીં આવીને ઘરના કુડાકૂટામાં ભૂલી ગઈ." સદ્‌ગુણલક્ષ્મી ધીમેથી બોલી, "તમને તો ચોરી કરવાનું ને કંકાસ કરાવવાનું જ યાદ રહે છે." પછી તુળજાલક્ષ્મીને કહ્યું, "બ્હેન, કાગળ પણ આ રહ્યો ને વળી બીજી એક વાર્તાની ચોપડી આવી છે તે પણ બહુ સરસ છે." પછી એને અંબાની બધી વાત કહી સંભળાવી. તુળજાલક્ષ્મીનો સ્વભાવ બહુ આકળો હતો. તે આ વાત સાંભળીને બહુ જ છેડાઈ પડી ને ત્હેની સાથે લઢાઈ કરવા ચાલી, પણ સદ્‌ગુણલક્ષ્મીએ ત્હેનો હાથ ઝાલી પાછી બેસાડી ને બોલી, "બ્હેન, પરમેશ્વરને પાડે જરાક શાન્ત થાઓ. હમણાં ઉતાવળાં થવામાં સાર નથી." તુળજાલક્ષ્મીએ કહ્યું, "તમ્હેં એમ કરીને એને ફટાવી મૂકી છે. હું જો તમારી જગાએ હઉં તો ઇશ્વરના સમ લઇને કહું છું કે એ રાંડને એવી તો સીધી દોર બનાવી દઉં કે આખી ઉમ્મર સુધી મ્હને ભૂલી ન જાય." સદ્‌ગુણલક્ષ્મીએ કહ્યું, "બ્હેન, જુઓ તો ખરાં, ઇશ્વર કરે છે તો થોડા વખતમાં એને હું પણ સીધી બનાવી શકીશ."

પછી તુળજાલક્ષ્મી જરાક ધીમી પડી ત્યારે સદ્‌ગુણલક્ષ્મીને પૂછ્યું, "તમ્હારાં સાસુ પોતાની બ્હેનને ત્યાં શું કરવા ગયાં છે ?" સદ્‌ગુણ બોલી, "બ્હેન, તે બીચારાં પણ આ અંબાને લીધે જ રખડવા ગયાં છે. આજે એણે આવીને એમને ગભરાવી નાંખ્યાં કે કોઇક શરાફ ફરિયાદી કરવાનો છે. તેથી એ બીચારાં રૂપૈયાની મદદ માગવા ગયાં છે. એ કોણ શરાફ છે તે હું જાણુતી નથી." તુળજાલક્ષ્મીએ અંબાને બોલાવીને પૂછ્યું કે "તે શરાફ કોણ છે ?" અંબા બોલી, "બાઈ, પેલો હજારીમલ્લ કરીને છે તે." તુળજાલક્ષ્મી બોલી, "જેની દુકાન ઝવેરી બજારમાં છે તે જ કે બીજો ?" અંબા બોલી, "હા બાપુ, હા, તે જ હજારીમલ્લ." તુળજાલક્ષ્મી બોલી, "ત્હેની સાથે તો મ્હારે સાસરે પણ લેણદેણ ચાલે છે. જોઉં તો ખરી, એ મૂઆની તાકાત શી કે ફરિયાદી કરે ? હમણાં જ જઇને મ્હારા દીયરને કહીશ. પછી જો જો કે તે કેવો પાંશરો દોર થાય છે ?"

આટલી વાતચીત થયા પછી, બે દિવસ રહીને તુળજાલક્ષ્મી પોતાને ઘેર ગઈ, પણ જતાં જતાં કહેતી ગઈ કે “ બ્હેન, જો જો મ્હારા સમ છે. જ્યારે તમ્હારા સસરા આવે ને આ ભાંજગડ નીકળે ત્યારે જરૂર મ્હને બોલાવજો, ભૂલશો નહિ. ”

હવે ભોળાનાથની મા જે પોતાની બ્હેનને ઘેર ગઈ હતી ત્હેને બ્હેને આગ્રહ કરીને થોડા દિવસ પોતાને ઘેર રાખી, પણ ડાહી વહુની ખબર પૂછવાને રોજ ત્હેને ઘેરથી માણસ આવતું હતું. હવે અંબાએ વળી નવો બુટ્ટો જોડી કાઢ્યો. થોડા દિવસમાં ત્યાં ગવર્નર જનરલ આવવાનો હતો. તેથી સરકારે દરેક ઠેકાણે જાહેરનામાં ચોઢ્યાં હતાં કે “ દરેક જણે પોતપોતાના મોહોલ્લા સાફ કરાવી ઘરમાં ચૂનો ધોળાવવો. જે કોઈ આ હુકમનો અમલ નહિ કરે ત્હેનો દંડ કરવામાં આવશે. ” આવું એક જાહેરનામું તે મોહોલ્લા આગળ પણ ચોટાડેલું હતું. હવે અંબાએ શો તાલ કર્યો તે જુઓ. રાતમાં છાનેમાને જઈને જાહેરનામું લાવીને સદ્‌ગુણલક્ષ્મીને બારણે ચોઢી દીધું. પછી સવારમાં અંધારામાં જ સદ્‌ગુણલક્ષ્મીને કહ્યા કર્યા વગર જ દુર્ગાનાથની માને ખબર કરવાને દોડી. હજી તો બિચારી પથારીમાંથી તરત જ ઉઠી હતી, તેવામાં અંબાનો ધાંટો સાંભળીને તે ગભરાઈ ગઈ. તે બોલી, “ કેમ અંબા, બધાં ખુશીમાં તો છે ? ” અંબા બોલી, “ બાઇ, શું કહું ! આપણા ઘરના બારણા આગળ જાહેર–જોહેર કે શું કહેવાય, ત્હેનું નામ મ્હને આવડતું નથી, પણ તેવું કાગળીયું હજારીમલ્લે ચોઢાવ્યું છે. એટલે જણાય છે કે ત્હેણે જરૂર ફરિયાદી કરી છે. ” દુર્ગાનાથની માએ પોતાની બ્હેનને કહ્યું, “ બ્હેન, હવે હું તો જઈશ જ. જોઉં જોઈએ હજારીમલ્લને બોલાવીને સમજાવું. કંઈ માને તો ઠીક નહિ તો જે થાય તે ખરૂં. ” ત્હેની બ્હેન બોલી, “ બ્હેન, હું ઘણી દીલગીર છું કે મ્હારી પાસે રૂપૈયા નથી. એટલે હું તમને આપી શકતી નથી, પણ આ મ્હારી સાંકળી છે તે ગીરવી મૂકીને કંઈ પતે તો ઠીક. તે વેચવી પડે તો વેચજો. ” દુર્ગાનાથની મા બોલી, “ઠીક બ્હેન, ત્હારી સાંકળી લઈ જાઉં છું, પણ એના રૂપૈયા બહુ છે તે આટલેથી પતવાનું નથી. તો પણ હું સમજાવી તો જોઈશ. ”

## સદ્ગુણલક્ષ્મીએ સાસુને મદદ કરી

દુર્ગાનાથની મા ઘેર આવી. ને જોયું તો દરવાજા ઉપર જાહેરનામું દીઠું. ત્હેને વાંચતાં આવડતું ન્હોતું. એટલે સરકારે જ ચોઢાવ્યું હશે એમ ધારીને બહુ જ દીલગીર થઇ ને ઘરમાં આવીને બેઠી. સાસુ આવ્યાં જાણીને સદ્ગુણલક્ષ્મી પણ મેડીએથી નીચે આવીને બેઠી અને સાસુને દિલગીર જોઈને પૂછ્યું, " સાસુજી, આજે તમ્હેં આટલાં ઉદાસ કેમ છો ?" સાસુએ કહ્યું, " પેલાએ ફરિયાદી માંડી છે ને રૂપૈયાની સગવડ થતી નથી. ઘર ઉપર તો જાહેરનામું ચોઢાયું છે. હવે શું કરીશું ? કંઈ સૂઝતું નથી." સદ્ગુણલક્ષ્મી બોલી, " તમ્હેં ત્હેની કશી ચિન્તા કરશો નહિ. મ્હારી બ્હેન તુળજાલક્ષ્મીએ કહ્યું છે કે તે તે બાબત જરૂર બંદોબસ્ત કરશે; કારણ કે એનાં સાસરીયાંને પણ હજારીમલ્લ સાથે લેણદેણ છે." સાસુને આ વાત ગળે ઉતરી નહિ. તેથી બોલી, " મ્હારો પુત્ર હોય તો હમણાં એને હજારીમલ્લ પાસે મોકલત, પણ તે ઘરમાં નથી." સદ્ગુણલક્ષ્મી જરાક દિલગીરીથી બોલી, " તે તો તમ્હેં જાણો, જેમ તમ્હારી મરજી. બાકી મ્હારા વિચાર પ્રમાણે તો બ્હીવાની જરૂર નથી. જો આ વખતે એમ બ્હીને એને સમજાવવા જઇશું તો બીજી વખતે એ આપણને વધારે બ્હીવરાવશે, ને આખો દહાડો ફરિયાદી માંડવાની ધમકી આપશે. માટે આ પ્હેલી જ વખતે એવો બંદોબસ્ત કરવો જોઇએ કે તે ફરી ફરીને ડરાવે નહિ." દુર્ગાનાથની મા બોલી, " તુળજાલક્ષ્મી તો હજી ન્હાની છોકરી છે. તે વળી કચેરીની વાતો શું સમજે ? ને એને ભરોસે રહીએ તો તો ઉલટું કામ બગડે." સદ્ગુણલક્ષ્મીએ કહ્યું, " હા, ખરૂં છે કે તે છોકરી જ છે, પણ મ્હેં વાત ખોટી નથી કહી. મ્હારી ખાત્રી છે કે તે કંઈ પણ બંદોબસ્ત કરશે ખરી."

એટલામાં તુળજાલક્ષ્મીનો ભાઈ આવ્યો ને સદ્ગુણલક્ષ્મીને કહ્યું, " બ્હેને કહેવરાવ્યું છે કે મ્હેં હજારીમલ્લને બોલાવ્યો હતો ને સારી પેઠે ધમકાવ્યો હતો. ત્હેણે કહ્યું છે કે ફરિયાદી નહિ માંડું." આ વાત સાંભળીને દુર્ગાનાથની માને સંતોષ થયો. પણ સદ્ગુણલક્ષ્મી વિચાર કરવા લાગી કે આ તો કહે છે કે " ફરિયાદી નહિ માંડું" ને ફરિયાદી તો કરી ચૂકયો છે. એ શું કેહેવાય ? વળી જાહેરનામાની વાત પણ અજાયબ જેવી

લાગે છે. હું ઘરમાં બેઠી છું ને કંઈ જાણુતી નથી. જો સરકાર તરફથી ચોટાડેલું હોય તો કંઈ સીપાઈ ધાંટો પાડી તે કહ્યા વગર રહે નહિ. પછી સદ્ગુણલક્ષ્મીએ મદનકુમારીને કહ્યું, " જાઓ, આપણા બારણા આગળ જે કાગળ ચોડેલો હોય તે ધીમેથી ઉખાડીને લઈ આવો."

મદન કાગળ ઉખાડી લાવી. સદ્ગુણલક્ષ્મીએ જોયું તો ત્હેમાં માત્ર મોહોલ્લા સાફ રાખવા વિષે લખેલું હતું તેથી તે સમજી ગઈ કે આ પણ અંબાડોશીનાં કારસ્તાન છે! જો કે સાસુને તો આ વાત કહી નહિ, પણ ત્હેમને ધીરજ આપી કે " ફરિયાદીની કશી બીક નથી, માટે તમ્હેં ફીકર ના કરશો." સાસુએ કહ્યું, " બાપુ, તે તો ઠીક પણ હવે 'હોળી' 'દીવાળીના' તહેવારો આવે છે ત્યારે ખરચનું શું કરીશું? લાહોરથી તમ્હારા સસરાજીનો કાગળ તો આવતો જ નથી." સદ્ગુણલક્ષ્મીએ કહ્યું, " દીવાળીને તો હજી વાર છે. સર્વને માથે ઈશ્વર છે. તે કોઈને ભૂખ્યાં રાખતો નથી. હોળીના ચાર જ દહાડા બાકી છે તે ખરી વાત, પણ તે કાંઈ એવો તહેવાર નથી કે જેમાં બહુ ખરચ થાય." સાસુએ કહ્યું, " મ્હારે ઘેર તો વર્ષોવર્ષ હોળીના તહેવારમાં વીસ રૂપૈયા ખર્ચ થાય છે. આ અંબા ખર્ચ કરનારી ઉભી ત્હેને પૂછો." સદ્ગુણલક્ષ્મી બોલી, " ખર્ચ કરવામાં કાંઈ નવાઈ નથી, પણ તે સંભાળીને જરૂરનો હોય એટલો જ કરવો જોઈએ." સાસુ બોલી, " દીકરી, લોકોને ઘેર મોકલવું કરવું પડે તેથી ખર્ચ તો થાયસ્તો. બોલવું તેમાં શું? જો પાંચદસ રૂપૈયા તો આ મદનને તથા મ્હારા દુર્ગાનાથને માટે કંઈ રમકડાં લેવામાં જ જોઈએ. કારણ કે દુર્ગાનાથ પરણ્યો તે માટે કંઈ મ્હોટો થયો નથી. માટે જ્યાં સુધી એને મનગમતાં રમકડાં લે નહિ ત્યાં સુધી મ્હારો જીવ ખાઈ જવાનો અને આ મદન પણ રડીરડીને તોફાન કરી મૂકશે." સદ્ગુણલક્ષ્મીએ કહ્યું, " સાસુજી, તમ્હેં મોકલવા કરવાનું કહો છો તે તો એક જણને ઘેરથી આવે તે ને તે બીજાને ઘેર મોકલાય, ને મદનબ્હેન રમકડાં માટે જક નહિ કરે; હું ત્હેમને સમજાવી લઈશ."

હવે સાસુ સાથે આટલી વાત તો કરી, પણ સદ્ગુણલક્ષ્મી વિચારમાં પડી કે દુર્ગાનાથને શી રીતે સમજાવું? છેવટે એક ઉપાય સૂઝ્યો. મદન-

કુમારી તથા દુર્ગાનાથ બન્ને જણુ બેઠાં હતાં ત્યાં જઈને મદનને કહ્યું, "કેમ બ્હેન, તમ્હેં હોળીને માટે શું લેવાનો વિચાર કર્યો છે ?" મદન બોલી, "જ્યારે ભાઈ પોતાને માટે લાવશે ત્યારે મ્હારે માટે પણ લાવશે." સદ્ગુણલક્ષ્મી બોલી, "તમ્હારા ભાઈ એવી નકામી ચીજ કેમ લાવશે ? અને ધારો કે કદાચ લાવે તો પણ ત્હેમાં શું મજા છે ? વળી મદનબ્હેન તમ્હેં સાસુજીને દિલગીર નથી જોતાં ?" મદન બોલી, "હા, દિલગીર તો જોઉંછું." સદ્ગુણ બોલી, "તમ્હેં કોઈ વખત વિચાર પણ કર્યો છે કે એ આટલાં બધાં દિલગીર કેમ હશે ?" મદન બોલી, "ના, તે હું જાણુતી નથી." સદ્ગુણલક્ષ્મી બોલી, "વાહ ! તમ્હેં કહો છો કે મ્હને બા બહુ વ્હાલાં છે તે આવું જ કે ?" મદને કહ્યું, "ન્હાનાં ભાભીજી, મ્હને કહો તો ખરાં કે બા આટલાં ઉદાસ કેમ છે ?" સદ્ગુણલક્ષ્મીએ જાણ્યું કે હવે બરાબર વખત છે, તેથી બોલી કે "ખર્ચને માટેસ્તો. શરાફ રૂપૈયા આપતો નથી એટલે બા ચિંતા કરે છે કે મદનને રમકડાં કેમ કરી મંગાવી આપું ?" મદનકુમારી ઝટ લઈને બોલી ઉઠી, "નહિ, નહિ, ત્યારે તો હું રમકડાં માગવાની નથી."

સદ્ગુણલક્ષ્મીએ કહ્યું, "શાબાશ બ્હેન, તમ્હેં બહુ ડાહ્યાં છો." એમ કહી ત્હેને પોતાની સોડમાં લઈ સ્નેહથી ચુંબન કર્યું. આ બધું દુર્ગાનાથ બેઠો બેઠો સાંભળતો હતો. ત્હેના મનમાં પણ આ વાત ખરી લાગી, તેથી ઝટ લઇને નીચે ઉતર્યો ને મા-આગળ જઈને બોલ્યો, "બા, મ્હેં સાંભળ્યું છે કે તમ્હેં હોળીની ચિન્તામાં છો, તેથી કહેવા આવ્યો છું કે મ્હારી કશી ફીકર કરશો નહિ. મ્હને રમકડાંની જરૂર નથી, તેમ જ મદન-બ્હેન કહેતી હતી કે હું પણ માગવાની નથી." આ સાંભળીને તે બીચારીને બહુ જ આશ્ચર્ય લાગ્યું.

એમ કરતાં હોળીના દિવસો આવ્યા. ત્યારે બ્હારથી જેટલી મીઠાઈ આવી તે ને તે સદ્ગુણલક્ષ્મીએ પોતાના માણસ પાસે બીજે ઘેર મોકલાવી, એટલે તે પણ ખર્ચ ઓછું થઈ ગયું. ફક્ત એકબે રૂપૈયા સહજ ઘર-ખર્ચમાં થાય, તે સિવાય બીજું એકકે ખર્ચ થયું નહિ. અંબા તો મનમાં બળીને રાખ થઈ ગઈ, કારણ કે વર્ષોવર્ષ તો બ્હારથી જેટલું આવે તેટલું

તે પોતે લઈ જતી ને બીજાને મોકલવાને માટે નવું આણતી; હેમાંથી પણ અડધું પોતે કાઢી લેતી હતી.

હવે દિવસ તો પાણીના રેલાની માફક જતા રહ્યા. નવરાત્રના દિવસો આવ્યા. તેવામાં સદ્‌ગુણલક્ષ્મીના બાપ આવી પ્હોંચ્યા. તેથી સદ્‌ગુણલક્ષ્મી સાસુજીની રજા લઈને બાપને મળવા ગઈ. હેને જોતાં જ હેના બાપની આંખમાં આંસુ આવી ગયાં. એકમેકની ખબર અંતર પૂછ્યા પછી તે બોલ્યો, “ બ્હેન, ત્હારી ઇચ્છા પ્રમાણે ત્હારો ભાઈ લાહોર ગયો છે અને ઇશ્વિર કરશે તો પાંચછ દિવસમાં ત્હારા સસરાજીને તેડીને આવી પ્હોંચશે. ત્હારા સસરાજીને રજા તો મળી ચૂકી છે. ”

સદ્‌ગુણલક્ષ્મી તે દિવસે ત્યાં રહી. બીજે દિવસે બાપને કહ્યું, “ જો તમ્હે રજા આપો તો હું પાછી જાઉં. ” હેના બાપે કહ્યું, “ બ્હેન, થોડા દિવસ તો રહે. ત્હારાં સાસુજી ને હું કહેવરાવીશ. ” સદ્‌ગુણલક્ષ્મી બોલી, “ પિતાજી, જેમ તમ્હે કહો તેમ કરૂં. મ્હારે રહેવામાં બીજી કંઈ અડચણ નથી, પણ હું ધારૂં છું કે મ્હારા સસરાજી આવે ત્યારે મ્હારે ઘરમાં હાજર રહેવું જોઇએ. ” હેના બાપે કહ્યું “ હા, એ વાત તો ખરી છે. ”

સદ્‌ગુણલક્ષ્મી પિતાની રજા લઇને સૂર્યાસ્ત પ્હેલાં સાસરે આવી પ્હોંચી. બીજે દિવસે બરાબર મધ્યાહ્ન કાલે બધાં જમવા બેસતાં હતાં તેવામાં જ ભોળાનાથના પિતા જેમનું નામ પંડ્યા વિહારીલાલ હતું તે આવી પ્હોંચ્યા. હેમને જોઇને ઘરમાં બધાંને આશ્ચર્ય સાથે આનન્દ થયો. સદ્‌ગુણલક્ષ્મીએ પરણ્યા પછી સસરાજીને દીઠા ન્હોતા, તેથી તે તો શરમાઈને મેડીએ જતી રહી. પંડ્યા વિહારીલાલ લાહોરમાં સરકારી નોકરી પર હતા. હેમને મહિને ૫૦ રૂપૈયા પગાર મળતો હતો તથા રહેવાનું ઘર ને ઘોડો સરકાર તરફથી મળતો હતો. તેમ જ તે ઘોડાને ઘાસચારો વગેરેનો ખર્ચ પણ સરકાર તરફથી જ મળતો હતો. હવે સદ્‌ગુણલક્ષ્મીનો ભાઈ જેનું નામ બંસીલાલ હતું. તે સદ્‌ગુણલક્ષ્મીના પત્રથી લાહોર ગયો ને સદ્‌ગુણલક્ષ્મીનો પત્ર પંડ્યા વિહારીલાલને બતાવ્યો. તે વહુનો પત્ર જોઇને બહુ જ ખુશી થયા ને ઉપરીને સમજાવી એક મહિનાની રજા લઇને બંસીલાલ સાથે આવ્યા.

બધાં જમીને પરવાર્યાં તે પછી પંડ્યાજી બોલ્યા, "સાંભળો, મ્હને તો તમ્હારી ન્હાની વહુએ ખેંચીતાણીને બોલાવ્યો છે." પછી પેલા કાગળની તથા બંસીલાલ લાહોર તેડવા આવ્યા હતા તે બધી વાત કહી અને કહ્યું કે "એ ડાહી વહુને જોવાને હું બહુ ઉત્સુક છું, માટે એને અહીં બોલાવો." તેથી સાસુએ ઉપર જઇને સદ્દગુણલક્ષ્મીને સમજાવી કે "તમ્હે તો એના ખોળામાં રમેલાં છો ને હવે શરમ શી?" સાસુના કહેવાથી સદ્દગુણલક્ષ્મી આવી તો ખરી, પણ સસરાજીને દેખતાં જ શરમને લીધે નીચું જોયું. પરન્તુ તે ડાહી હતી તેથી એમ ને એમ ઉભી ન રહેતાં આગળ જઈ, વિનયથી– નમ્રતાથી સસરાને પ્રણામ કરી સાસુ પાસે જઇ ને બેઠી.

પંડ્યાજી બોલ્યા, "સાંભળો, હું તો ફક્ત તમ્હારા પત્રથી અને તમ્હારા બોલાવ્યાથી જ આવ્યો છું. તમ્હારો પત્ર વાંચીને મ્હારૂં મન બહુ જ ખુશી થયું છે. ઇશ્વર તમને આયુષ્યમતી કરો! હું નક્કી માનું છું કે આજથી આ ઘરના દુઃખનો અસ્ત થયો છે ને સુખનો સૂર્ય ઉગ્યો છે. ઈશ્વર કરશે તો બે ચાર દિવસમાં તમ્હારી ઇચ્છા પ્રમાણે બંદોબસ્ત કરી આપીશ."

પ્હેલા બેચાર દહાડા તો પંડ્યાજીએ મુસાફરીના થાકને લીધે વિશ્રાન્તિ લેવામાં કાઢ્યા. પછી એક દહાડો સદ્દગુણલક્ષ્મીને તથા અંબાને બોલાવીને કહ્યું, "અંબા, હું છું એટલામાં બધાંનો હીસાબ કરી દેવો છે, માટે કોનું કોનું લેણું છે તથા કોનું કોનું કરજ છે તે બધું લખાવો." અંબાએ કહ્યું, "એક જણ હોય તો લખાવે પતે. દસ જણ હોય ત્હેમાં કોનું કોનું નામ યાદ રહે? કાછીયો, કાપડીયો, ગાંધી, પાનવાળો, તથા મીઠાઇવાળો એ બધાનું દેવું છે, અને હજારીમલ્લનો હીસાબ તો જુદો જ છે. જેને જેટલું આપવું હોય તેટલું મ્હને આપો તે હું આપી આવીશ, એટલે આપણે નામે જમે થશે." પંડ્યાજી બીચારા ભોળા માણસ હતા, તેથી ત્હેમણે તો અંબાને રૂપૈયા આપી દેવાનું મન કર્યું, પણ સદ્દગુણલક્ષ્મીએ કહ્યું, "એમ હીસાબ વગર અપાય નહિ. પ્હેલાં દરેક જણનું કેટલું કરજ છે તે જાણવું જોઇએ." અંબાએ કહ્યું, "હું કામમાંથી પરવારૂં ત્યારે પૂછી આવું." સદ્દગુણલક્ષ્મીએ કહ્યું, "પૂછી આવ્યાથી શું થવાનું છે? જે માગતા હોય તે અહીં આવીને લઈ જાય." અંબા બોલી, "બાપુ,

તમ્હારે તો મ્હોંએ બોલવું છે, પણ હું બધાને ઘેર ક્યાં બોલાવવા જઉં ? વળી તે લોકો કંઇ નવરા નથી કે આપણે બોલાવીએ ત્યારે આવે ?" સદ્‌ગુણલક્ષ્મી બોલી, "અંબા, તે લોકોને આપણે રોજ રોજ બોલાવવા નથી, ફક્ત એક દિવસની વાત છે. માટે તમ્હે જઇને બોલાવી લાવો. આજ સાંજે રાંધવા હું ન્હાઇશ. લેનારાઓ તો આપવાનું નામ સાંભળતાં જ દોડતા જ આવશે. હજારીમલ્લ કચેરી સુધી ગયો હતો, એમ તો તમ્હે જ કહેતાં હતાં; ત્યારે અહીં આવતાં શું એને પગે મેંદી મૂકી છે ? વળી દૂર કોણ છે ? કાછીયો, પાનવાળો, મીઠાઈવાળો વગેરે આ મોહોલ્લામાં જ રહે છે. ફક્ત કાપડીયો ને હજારીમલ્લ એ જણ દૂર રહે છે. ત્હેમનું કાલે પતાવાશે, પણ બીજા બધાને તો આજેજ બોલાવીને નક્કી કરી નાંખો."

અંબાની તો જરા કે મરજી ન્હોતી કે હીસાબ થાય, પણ સદ્‌ગુણલક્ષ્મીએ ત્હેને બોલતાં બોલતાં એવી બાંધી લીધી હતી કે કાંઈ પણ જવાબ દેવાયો નહિ.

## અંબા ડોશીનું કપટ જણાયું.

સૌથી પ્હેલાં તો મીઠાઇવાળો આવ્યો. ત્હેને પૂછ્યું કે "ભાઈ, તમ્હારું શું લેણું છે ?" તે બોલ્યો, "૩૦ રૂપૈયા." પંડ્યાજીએ પૂછ્યું, તમ્હારે ત્યાંથી કઈ કઈ ચીજો આવી હતી ? ત્રીસ રૂપૈયા તો બહુ વધારે કહેવાય." ત્હેણે કહ્યું, "સાહેબ ત્રીસ રૂપૈયા શું બહુ છે ? પંદર રૂપૈયાનો સામાન તો આ હોળીના તહેવારમાં આવ્યો. ત્હેમાં દસ શેર તો બરફી હતી." ભોળાનાથની મા બોલી, "અરે ! બરફી શાની ? આ વખતે તો અમ્હેં કાંઈ પણ મંગાવ્યું જ નથી." એ સાંભળીને અંબા તો ધોળી પુણી જેવી થઈ ગઈ અને મીઠાઇવાળાને કહેવા લાગી, "અરે ! તે દસ શેર બરફી તમ્હેં એમને નામે કેમ લખી ? તે તો હું બીજા ઘરને માટે લઈ ગઈ હતી. મ્હેં તમને કહ્યું હતુંસ્તો." તે બોલ્યો, "તમ્હેં તો મ્હને બીજું કાંઈ કહ્યુંજ નથી. આ સાહેબના નામથી લઈ ગયાં છો, નહિ તો મ્હારે શું બીજાનું નામ લખવામાં હરકત હતી ? પણ બાઈ, તમ્હેં બીજાનું નામ દેતાં જ નથી ને મ્હને તો તે બીજા લોકો સાથે ઓળખાણ પણ નથી." આથી અંબા

તો ઝાંખી ઝપટ પડી ગઈ. પંડ્યાજી બોલ્યા, "ઠીક, હવે તે બરફીની રકમ કાઢી નાંખો ને બીજી ચીજો બતાવો." એવી રીતે ટુંકામાં કેટલીક ચીજો એણે એવી ગણાવી કે જે કદી ઘરમાં આવેલી જ ન્હોતી. ચાર શેર તો હલવો કહ્યો. હવે અહીં કદી હલવો તો આણ્યો જ ન્હોતો! એવી રીતે સર્વે રકમો બાદ કરતાં ફકત છ સાત રૂપૈયા નીકળ્યા. પંડ્યાજીને બહુ જ ક્રોધ ચઢ્યો ને અંબાને કહ્યું, "નીમકહરામ સ્ત્રી! આવી જ રીતે ત્હેં આખા ગામનું કરજ આ ઘર ઉપર ઠોકી દીધું છે કેમ?" હવે ત્હેનું તો જાણે પતી ગયું. પછી કાછીયો આવ્યો. તે બોલ્યો, "મ્હારે ત્યાંથી તો રોજ બે આનાનું શાક આવે છે." ભોળાનાથની મા બોલી, "અરે, મ્હારે ઘેર તો રોજ એક શેર શાક આવે છે ને રોજના બે આના શી રીતે થયા?" કાછીયો બોલ્યો, "બાઈ, મ્હારે ઘેરથી તો રોજ ત્રણ શેર શાક આ અંબા લઈ જાય છે." અંબા બોલી, "હા, તે હું કયાં ના કહું છું? ત્રણ શેરમાંથી એક શેર તમ્હારે માટે, ને એક શેર મ્હારી છોકરી ને માટે, ને એક શેર બીજા ઘરને માટે. એ મૂઓ બધું તમ્હારે નામે ચડાવે છે." કાછીયાએ કહ્યું, "અરે નીમકહરામ ડોશી, મૂળથી જ તું આ ઘરને હીસાબે ત્રણ શેર શાક લખાવું છું ને ત્હેના રૂપૈયા પણ આ ઘેરથી જ મળતા હતા." આવી રીતે બીજા બધાના હીસાબમાં પણ જણાયું, તેથી નક્કી થયું કે અંબા આ ઘરના નામથી પોતાની દીકરીને તથા બીજી બેત્રણ પાડોશણોને સામાન તથા અનાજ વગેરે આપી આવતી. બધી દુકાનોમાંથી આ ઘરને નામે લાવતી ને પછી બીજે ઘેર જઇને વેચી નાંખતી.

તે દિવસે સાંજ પડી હતી, તેથી કાપડીયાનો તથા હજારીમલ્લનો હીસાબ બીજા દિવસ ઉપર કરવાનો રાખ્યો, પણ પંડ્યાજીને વિચાર થયો કે અંબા નાશી તો નહિ જાય? સદ્ગુણલક્ષ્મી બોલી, "ઘરબારછોકરાંછૈયાં મૂકીને કયાં નાશી જવાની છે? હા, જો શરમવાળી હોય તો તેમ કરે; પણ શરમવાળી હોય તો આવું કામ કરે?" પંડ્યાજીએ કહ્યું, "તોપણ સંભાળી રાખવી સારી છે." પછી ત્હેમની જોડે પટાવાળા આવ્યા હતા તેમાંથી એકને કહ્યું કે "અંબાના ઉપર બરાબર નજર રાખવી. તે કયાં જાય છે ને કયાં નથી જતી તે બધું બરાબર નજર રાખીને તપાસવું."

હવે બધાં ખાઇને પરવાર્યાં એટલે અંબા ધીમેથી ઉઠીને બ્હાર ગઈ. ત્હેની પછવાડે પેલો પટાવાળો પણ ગયો. અંબા પ્હેલાં તો પોતાને ઘેર ગઈ, ને ત્યાંથી કાંઇ હાથમાં લઈ ને બ્હાર નીકળી. તે પ્હેલી તો કાપડીયાને ઘેર ગઈ ને ત્હેને બૂમ પાડી. રાતનો વખત હોવાથી ત્હેની બૂમ સાંભળીને કાપડીયો ગભરાઇને બ્હાર આવ્યો ને બોલ્યો, "બાઈ, તમ્હેં આટલી રાત્રે અહીં ક્યાંથી ?" અંબા બોલી, "પંડ્યાજી ગઈ કાલના આવ્યા છે, ને જેનું જેનું લેવુંદેવું હશે તે બધાનો હીસાબ નક્કી કરે છે. કાલે તમને પણ બોલાવશે. માટે ત્યાં જાઓ ત્યારે એવી વાત ન કરતા કે મ્હારી ફજેતી થાય." કાપડીયાએ કહ્યું, "હીસાબ કરશે ત્હેમાં તમ્હારી ફજેતી શાની ?" અંબા બોલી, "ભાઈ, તમ્હેં જાણો છો કે 'લાલચ બડી અભાગણી' એ કહેવત પ્રમાણે શેઠના હીસાબમાંથી હું મ્હારી દીકરીને માટે પણ કેટલાક તાકા લઈ ગઈ છું." કાપડીયાએ કહ્યું, "પણ તમ્હેં કેટલા તાકા લઈ ગયાં છો તે કેમ ખબર પડે ?" અંબા બોલી, "મ્હને આ વખતે ત્હેની સરત નથી, પણ બેચાર વખત રેશમી તાકા તથા સુતરેલ પણ થોડા ઘણા તાકા લઈ ગઇ છું. ત્હેને બદલે લ્યો, આ મ્હારા હાથની ચાર બંગડી છે. તે સો રૂપૈયાની છે. ઘસાયાથી વખતે એક રૂપૈયો ઓછો થયો હશે. માટે પંદર રૂપૈયા મ્હારા નામથી જમે કરજો, ને બીજા બેચાર બાકી હોય તો હું આપવા તૈયાર છું." કાપડીયાએ કહ્યું, "અત્યારે રાત્રે શું જણાય ? સવારે ચોપડામાં જોઉં ત્યારે ખબર પડે." અંબા બોલી, "જો જો, આ વખતે મ્હારી આબરૂ તમ્હારે હાથ છે." એમ કહી બંગડીઓ ત્હેને આપી. ત્યાંથી બારોબાર હજારીમલ્લને ઘેર ગઈ.

હજારીમલ્લ પણ આશ્ચર્યથી બોલ્યો, "આ વખતે તમ્હેં ક્યાંથી ?" અંબા ત્હેને પગે લાગી ને રડીને કહેવા લાગી કે "મ્હારી એક ભૂલ થઇ છે." તે બોલ્યો, "શી ભૂલ થઈ છે ?" અંબા બોલી, "તમ્હેં કબૂલાત આપો કે માફ કરીશ." હજારીમલ્લે કહ્યું, "કહો તો ખરાં." અંબાએ કહ્યું, "જુઓ, ચાર મહિના થયાં લાહોરથી ખર્ચની રકમ આવી હતી, ત્હેમાં તમ્હારે માટે પણ પંડ્યાજીએ સો રૂપૈયા મોકલ્યા હતા. તે મ્હારાથી ખર્ચાઇ ગયા છે. ઘરમાં બીકને લીધે મ્હેં કોઇને કહ્યું ન્હોતું.

હવે પંડ્યાજી આવ્યા છે તે કાલે તમને હીસાબ કરવા બોલાવશે. હું એ રૂપૈયા ગમે તેમ કરીને આપીશ, માટે એટલી રકમ મ્હારે નામે જ લખજો." હજારીમલ્લે કહ્યું, "બેચાર રૂપૈયા હોય તો છાના રહે. એટલા બધા સો રૂપૈયા કાંઈ છાના રખાય નહિ." અંબાએ કહ્યું, "શું એટલા સો રૂપૈયાનો મ્હારો વિશ્વાસ નહિ?" હજારીમલ્લે કહ્યું, "ખરી વાત તો એટલી જ કે તમ્હારો એક કોડીનો પણ વિશ્વાસ નહિ. જે ઘરમાં તમ્હેં આખી ઉમ્મર સુધી પળાયાં તે ઘર સાથે તમ્હેં દગો કર્યો; ત્યારે બીજાની સાથે તમ્હેં કેમ ચૂકો?" અંબાએ કહ્યું, "હા બાપુ, જ્યારે દશા બેસે છે ત્યારે સૌ દુશ્મન થઈ જાય છે. હશે, જો તમને વિશ્વાસ ન જ હોય તો આ મ્હારી દીકરીની સાંકળીઓ બે તથા બે કડાં છે તે લઈ લ્યો." હજારીમલ્લે કહ્યું, "હા એ વાત ખરી, પણ દિવસ હોય તો માલની કીમ્મત ખબર પડે. તો પણ અટકળથી કહું છું કે આ ૫૦-૬૦ થી વધારે નથી." અંબાએ કહ્યું, "અરે! આટલો બધો ગજબ ન કરો. હજી તો ચાર જ મહિના થયા. બધી જણસો નવી કરાવી છે. તે સોસવાસોની થઈ છે." હજારીમલ્લે કહ્યું, "એમાં ખોટું શું કામ લગાડો છો? સોની હશે કે બસોની હશે, તે હું કાંઇ કાઢી લેવાનો નથી. જે હશે તે સવારે નક્કી થશે." હવે અંબા પણ પાછી ફરી ને ઘેર આવીને સૂતી. આ બધી વિગત પંડ્યાજીના પટાવાળાએ ઘેર આવીને કહી, તેથી ઘરમાં બધાંને ખબર પડી.

બીજે દિવસે સવારે પંડ્યાજીએ કાપડીયાને તથા હજારીમલ્લને બોલાવ્યા. ત્હેમાં પણ હીસાબ કરતાં તકરાર થવા માંડી, એટલે અંબા ચીઢાઇ ચીઢાઇને દાંત કકડાવવા મંડી. કાપડીયો પણ ચીઢાઇને બોલ્યો, "ડોશી, તું શાની બડબડ કરે છે? લે આ તારી બંગડીઓ. તું તો પંદર રૂપૈયાની કહેતી હતી, પણ બજારમાં નવ રૂપૈયાની અંકાય છે." તેમ જ હજારીમલ્લે પણ ગુસ્સે થઇને કહ્યું, "લે બાપુ, આ ત્હારી બે સાંકળીઓ ને બે કડાં. એ મ્હારે કામનાં નથી," પંડ્યાજીએ એ બન્નેને પુછ્યું, "કેમ ભાઈ, આ કોની ચીજો છે?" એટલે બન્ને જણે રાત્રે બનેલી હકીકત કહી દીધી. આ વખતે અમ્બાનું મ્હોં જોવા યોગ્ય થયું હતું.

હવે બધાનો હીસાબ નક્કી થયો. જેને જેટલું આપવું હતું તેટલું આપી દીધું. ત્યારે તે બધા એ પૂછ્યું, "અંબાના ઉપર જે અમ્હારૂં લેણું

નીકળે છે તે કોની પાસેથી લઈએ ?" પંડ્યાજીએ કહ્યું, "અંબા પાસે તમ્હારૂં માગતું હોય તે અંબા પાસેથી લ્યો." આ વાતો ચાલતી હતી તેવામાં તુળજાલક્ષ્મીનો ભાઈ આ તરફથી જતો હશે ત્હેણે બધું સાંભળીને પોતાની બ્હેનને કહ્યું, "આજે સદ્‌ગુણબ્હેનના બારણા આગળ બહુ જ ભીંડ થઇ છે ને ત્હેમના સસરા કાંઇક હીસાબ કરે છે." તુળજાલક્ષ્મી આ સાંભળતાં જ ગાડીમાં બેશીને સદ્‌ગુણલક્ષ્મીને ઘેર આવી પ્હોંચી. ઉતરીને તરત બ્હેનને કહ્યું, "કેમ બ્હેન, તમ્હેં મ્હને જ બોલાવીને ?" સદ્‌ગુણલક્ષ્મીએ કહ્યું, "હજી તો હીસાબ થાય છે. મ્હેં ધાર્યું કે હીસાબ પૂરા થઈ રહેશે ત્યારે બોલાવીશ." પછી પંડ્યાજીએ અંબાને કહ્યું, "અંબા, આ બધાનું કરજ આપી દો." અંબા નીચું મ્હોં કરી ધીમેથી બોલી, "મ્હારી છોકરીનું ઘરેણું છે ત્હેમાંથી એ બધા સંપીને લે." ત્હેની છોકરીનું તમામ ઘરેણું આવતાં પણ હજારીમલ્લના સો રૂપૈયા બાકી રહ્યા. તે માટે રહેવાનું ઘર ગીરવી મૂકવું પડ્યું. પછી પંડ્યાજીએ અંબાને કહ્યું, "બસ, હવે તમ્હેં આ ઘરમાંથી જલ્દી પધારો. તમ્હારા જેવાં નીમકહરામ, દગલબાજ માણસનું મ્હારે કામ નથી." સદ્‌ગુણલક્ષ્મી બોલી, "એનામાં નીમકહરામી ઉપરાંત એક બીજી ખોડ છે. તે એ કે ઘરમાં કજીયોકંકાસ કરાવે છે. કેમ અંબા ! પેલાં ભજીયાંની વાત સાંભરે છે કે ? તમ્હેં મ્હારે નામે જઇને શું કહ્યું હતું ? કે વહુ તો કહે છે કે મ્હારૂં માથું દુખે છે ! કહો તો ખરાં, તમ્હેં મ્હને કયારે પૂછ્યું હતું ? અને કયારે મ્હેં માથું દુખવાનું બ્હાનું કાઢયું હતું ?" અંબા બોલી, "બાપુ, તમ્હેં મેડી ઉપર વાંચતાં હતાં, તેથી હું ઉપર આવીને પાછી ગઇ હતી." સદ્‌ગુણલક્ષ્મીએ કહ્યું, "ત્યારે માથું દુખવાની વાત તો તમ્હારા મનમાંથી જ જોડી કાઢીને ?" અંબા બોલી, "મ્હેં ધાર્યું કે સવારનાં વાંચો છો ત્યારે માથું દુઃખતું જ હશે." સદ્‌ગુણલક્ષ્મી બોલી, "વારૂ તે તો ઠીક; પછી હું પહાડ ઉપર જવાની છું એવું તમ્હેં શા ઉપરથી કહ્યું હતું ? મ્હેં તમને અથવા કોઇને પણ એવું કાંઇ કહ્યું હતું ?" આનો જવાબ અંબાથી દઇ શકાયો નહિ. પછી સદ્‌ગુણલક્ષ્મીએ પેલું જાહેરનામું કાઢીને પંડ્યાજીને બતાવ્યું કે "જુઓ, આ અંબાનું છેલ્લું કપટ. આ જાહેરનામું પોતે જ ઉખાડી લાવી, પોતે જ આપણા ઘર ઉપર ચોટાડયું, અને સાસુજીને કહેવા

પણ પોતે જ દોડી ગઈ!" પછી ત્હેણે તે વિષે બધા સમાચાર કહ્યા. જે સાંભળીને પંડ્યાજી તથા તુળજાલક્ષ્મીને બહુ જ ગુસ્સો ચઢયો તેથી પંડ્યાજી બોલ્યા, "નીમકહરામ, લુચ્ચી સ્ત્રી, ત્હને કાઢી મૂકવી જ બસ નથી, કારણ તું બહુ ખરાબ સ્ત્રી છું." એમ કહી પોતાના પટાવાળાને બૂમ પાડી કહ્યું, "આ નીચ સ્ત્રીને પોલિસમાં લઈ જાઓ. હું એનો બધો હેવાલ કાગળ ઉપર લખી આપું છું." સદ્‌ગુણલક્ષ્મીએ સસરાજીને કહ્યું, "બસ, હવે એને બહુ સજા થઈ છે, માટે પોલિસમાં ન લઇ જતાં માફ કરો." ધન્ય છે સદ્‌ગુણલક્ષ્મી જેવી સ્ત્રીને. પછી અંબાને ઇસારત કરી કે હવે નાશી જા, નહિ તો આવી બન્યું જાણજે.

હવે અહીંથી અંબાને આવી રીતે કાઢી મૂકી. તે પોતાની દીકરીને ઘેર ગઇ ત્યારે દીકરીએ પણ ઠપકો દીધો કે "મા, હું ન્હોતી કહેતી કે આવી ચોરી તમ્હેં ન કરો? સો દહાડા ચોરના તો એક દહાડો શાહુકારનો પણ આવે. માટે તમ્હેં કોઇક દહાડો પકડાશો, પણ તમ્હેં માન્યું નહિ. હશે, જેવું કર્યું તેવું પામ્યાં; ત્હેમાં કોઇનો દોષ નથી. પણ હવે સાસરામાં મ્હને ભૂંડી ન કરશો. તમ્હારે ગમે ત્યાં જાઓ. મ્હારાં ઘરેણાં ગયાં ત્હેની ચિન્તા નથી. ત્હેમાં તો જાણે આગ લાગી ગઈ, પણ હવે તમ્હેં અહીંથી આઘાં જાઓ, નહિ તો મ્હારે સાસરામાં મ્હેણાં સાંભળવાં પડશે. નશીબમાં હશે તો ઘરેણાં ઘણાંએ મળશે."

અંબાને કાઢયા પછી સદ્‌ગુણલક્ષ્મી નીરાંતે બાપને ઘેર રહેવા ગઇ. બાપે પૂછ્યું, "કેમ બ્હેન, અંબાને કાઢી?" ત્હેણે કહ્યું, "હા, પિતાજી, ત્હમારા પ્રતાપથી એ પીડા ટળી ગઈ. જો ભાઈ લાહોર ના ગયા હોત ને પૂજ્ય સસરાજી અત્ર ન આવ્યા હોત તો કંઈ પણ સુખ થવાનું ન્હોતું."

## સાસુવહુનો સંપ.

સદ્‌ગુણલક્ષ્મી થોડા દિવસ પછી પાછી સાસરે આવી, ને જોયું તો સાસુ ચૂલો ફુંકે છે. સદ્‌ગુણલક્ષ્મીએ આશ્ચર્યથી પૂછ્યું, "શું, હજી કોઈ માણસ રાખ્યું નથી?" સાસુએ કહ્યું, "રહેવાને તો ઘણાં જણ આવે

છે, પણ પગાર સાંભળીને હિમ્મત ચાલતી નથી. અંબા ભૂંડી તો ખરી, પણ મહિને અડધા રૂપૈયાનો પગાર લેતી, ને હમણાં તો જે આવે છે તે બે રૂપૈયાનો મહિનો ને ખાવાપીવાનું માગે છે; તેથી હું તો તમ્હારી વાટ જોતીતી." સદ્‌ગુણ બોલી, "મ્હારી નજરમાં એક સ્ત્રી છે, પરન્તુ પગાર તો તે પણ વધારે માગે છે. મ્હારે ત્યાં ગંગાબાઈ રહે છે, ત્હેની ન્હાની બ્હેન દીવાળી કરીને છે. ત્હેને રાંધતાં, શીવતાં વગેરે બધું આવડે છે." ત્હેની સાસુ બોલી, "તે શો પગાર લેશે?" સદ્‌ગુણ બોલી, "હમણાં તો તે ત્રણ રૂપૈયા કહે છે, પણ આપણે સમજાવીશું તો બે રૂપૈયાના પગારે રહેશે ખરી." ત્હેની સાસુ બોલી, "બે રૂપૈયા આપવા હોય તો તો આ આપણા પાડોશમાં જ એક જણ રહેવાને તૈયાર છે." સદ્‌ગુણલક્ષ્મી બોલી, "ત્હેને તો હું ચાર આને પણ રાખું નહિ." ત્હેની સાસુ બોલી, "અરે કેમ?" સદ્‌ગુણલક્ષ્મી બોલી, "જુઓ, એક તો પાડોશમાં રહે તે ઘડીએ ઘડીએ પોતાને ઘેર જાય. બીજું આપણા ઘરની કાંઇ ચીજો હોય તો તે પણ પોતાને ઘેર મૂકી આવે, ને વળી રાત્રે સૂવા પણ ત્યાં જાય." ત્હેની સાસુએ કહ્યું, "ત્યારે પેલી જુગલની માને રાખીએ." સદ્‌ગુણ બોલી, "ત્હેની સાથે એક ત્હેની ન્હાની છોકરીનું લફરૂં છે. તે પળવાર પણ માને છોડતી નથી. એટલે તે છોકરી કામ બરોબર કરવા નહિ દે ને ખાવાનું આપણે બે જણને આપવું પડશે. માટે બધા કરતે એ દીવાળી જ મ્હને તો ઠીક લાગે છે." ત્હેની સાસુ કહે, "બધું તો ઠીક, પણ પગારનું કેમ કરીશું?" સદ્‌ગુણ બોલી, "સારાં માણસો ઓછે પગારે મળવાં મુશ્કેલ છે, પણ એવા લોકોને બેને બદલે ચાર આપીએ તો પણ ખટકે નહિ. અંબા જેવીને આઠ આના આપીને ઘર લુંટાવવું તે કરતાં આ પ્રમાણિક સ્ત્રીને બે રૂપૈયા આપ્યાથી ફાયદો છે."

હવે આજે તો સાસુવહુએ મળીને રાંધ્યું. જમ્યા પછી પંડ્યાજી તથા ત્હેમનાં પત્ની વચ્ચે કાંઇક સહજ તકરાર થવા લાગી. સદ્‌ગુણલક્ષ્મીની સાસુ કહે કે "તમ્હે ખર્ચનું બહુ જ થોડું આપો છો. અમ્હારે અહીં લગ્ન વિવાહમાં તથા સગાંવ્હાલાંમાં આપવું લેવું પડે, તેથી ખર્ચ વધારે થાય છે." પંડ્યાજી કહે કે, "મહિને વીસ રૂપૈયા કંઇ થોડા ન કહેવાય.

તમને ઘર ચલાવતાં આવડતું નથી, તેથી ઘરની આબરૂ રહેતી નથી." પછી મદનને બોલાવીને કહ્યું કે, "જા, ત્હારી ભાભીને બોલાવી લાવ." સદ્ગુણલક્ષ્મી આ સાંભળીને નીચે આવી. ત્હેને પંડ્યાજીએ કહ્યું, "કેમ, હવે આ ઘરનો કારભાર કોણ કરશે?" સદ્ગુણલક્ષ્મીએ કહ્યું: "સાસુજી જેમ આટલા દિવસ કરતાં હશે તેમ હવે કરશે." પંડ્યાજી બોલ્યા, "એમનો કારભાર તો હવે જોઈ લીધો. મહિને વીસ રૂપૈયા જે ઘરમાં આવતા હોય તે ઘરનાં રૂપ રંગ આવાં હોય? નથી કાંઈ સારૂં વાસણ કે નથી કોઇ સારી ચીજ! જો કોઈ દહાડો શરબત પીવાનું મન થયું હોય તો એક ચમચો પણ ઘરમાં શરબત મળે નહિ." સદ્ગુણલક્ષ્મી બોલી, "એમાં સાસુજીનો વાંક નથી." પંડ્યાજીએ કહ્યું, "જો એનામાં અક્કલ હોત તો અંબાની શી મગદુર હતી? અંબા તો ગમે તેવી તો યે ચાકર હતી, કાંઈ ઘરની ધણીયાણી ન્હોતી." સદ્ગુણલક્ષ્મીએ કહ્યું, "પચીસ વરસનું માણસ હોય તે જ્યારે આવું નીચ કામ કરે ત્યારે કોને શક જાય? એવાં જૂનાં માણસો ઉપર એકદમ શક કોને આવે?" પંડ્યાજીએ પૂછ્યું, "ત્યારે તમને કેમ શક આવ્યો?" સદ્ગુણ બોલી, "મ્હને પણ ન આવત, પરન્તુ ત્હેનાં દુર્ભાગ્યે ત્હેણ ચાડી ખાવા માંડી, ને ઘરમાં કંકાસ કરાવવા માંડ્યો." એટલામાં ત્હેની સાસુ બોલી ઉઠી, "પચાસનો પગાર, ત્હેમાંથી તમ્હારે એકલાને માટે ૩૦ રૂપૈયા રાખો અને અહીં આખા કુટુંબને માટે ફક્ત ૨૦ રૂપિયા મોકલો!" પંડ્યાજી બોલ્યા, "ઘરનું ખર્ચ ને બ્હારનું ખર્ચ સરખું નથી. પરગામમાં ચાકર માણસનું ખરચ પણ વધારે થાય. જો કે ઘોડો તથા ત્હેને માટે દાણો, ઘાસ, વગેરે સરકારમાંથી મળે છે, પણ ઘોડાની ચાકરી કરવા ઘોડાવાળો તો મ્હારે જ પગાર આપીને રાખવો પડે છે." સદ્ગુણલક્ષ્મીએ સાસુને કહ્યું, "સાસુજી, વીસ રૂપૈયા આપણે ઘણા છે, ને કદાચિત્ ઓછા હોય તો પણ તકરાર કર્યાંથી શો ફાયદો? જે મળે તે માટે ઇશ્વરનો ઉપકાર માની સંતોષ રાખવો અને ઇશ્વર સસરાજીને આયુષ્યમાન કરી પગાર વધારે એટલી સ્તુતિ કરવી." સાસુ આ સાંભળીને કાંઇક શાન્ત થઈ તો પણ બોલી કે "બાપુ, મ્હારાથી તો વીસ રૂપૈયામાં ઘર ચલાવાશે નહિ." સદ્ગુણલક્ષ્મી-

એ આનો કંઇ જવાબ ન દેતાં સસરાજીને કહ્યું, " જો તમ્હારી મરજી આમાંથી પણ બે રૂપૈયા ઓછા કરવાની હોય તો ખુશીથી કરો, પણ જેટલા રૂપૈયા અમને આપો તેટલા નિયમસર બરાબર મહિને મહિને આપો; કારણ કે નિયમસર ન મળ્યાથી વખતે કરજ કરવું પડે છે તેથી ઘરની આબરૂ જાય છે. " પંડ્યાજી ખુશી થઈને બોલ્યા, " નહિ, નહિ, આટલામાંથી હવે ઓછા કરવાની જરૂર નથી ને તમને રૂપૈયા મોડા મળે છે ત્હેનું કારણ એટલું જ કે અમને પગાર નિયમસર મળતો નથી. કોઈવાર છ મહિને મળે છે ને કોઈ વાર તો બાર મહિને મળે છે. તો પણ હું હજારીમલ્લને કેહેતો જઇશ તે તમને મહિને મહિને વીસ રૂપિયા પ્હોંચાડશે. " સદ્‌ગુણ બોલી, " તે તો તમ્હારી પાસે વ્યાજ માગશે. " પંડ્યાજીએ કહ્યું, " વ્યાજ તે શું લે ? અમારી સરકારમાં પણ એનું લેણદેણ ચાલે છે " સદ્‌ગુણ બોલી, " વાહ ! ત્યારે તો ઘણું સારૂં. "

## સદ્‌ગુણલક્ષ્મીનો કારભાર.

આ વીસ રૂપૈયાની ગોઠવણ થઇ તેથી સદ્‌ગુણ લક્ષ્મીની સાસુ દિલગીર થઇને બબડવા લાગ્યાં, ત્યારે તે બોલી, " સાસુજી, ફીકર ન કરશો. વીસ રૂપિયામાં હું ઘર ચલાવી આપીશ. જો સસરાજી વધારે આપે તો પણ આપણે લેવા ઘટે નહિ, કારણ કે પોતે કરકસર કરીને રહે ને આપણને વધારે આપે તે યોગ્ય નહિ. માટે ' ફુલ નહિ તો ફુલની પાંખડી ' એમ ગણીને જે મળે તે પર સંતોષ રાખવો. " આ સાંભળીને તે શાન્ત થઈ. પછી સદ્‌ગુણલક્ષ્મીએ પોતાને ત્યાં ગંગાબાઈ રહેતી હતી, ત્હેની ન્હાની બ્હેન દીવાળી કરીને હતી ત્હેને બોલાવી ને બે રૂપૈયા તથા ખાવાનું ઠરાવીને રાખી. ત્હેને કહ્યું કે ' દીવાળી, જોજે, કોઇ પણ વાર એવું ન થાય કે અમ્હારો ત્હારા પરથી વિશ્વાસ ઉઠી જાય. જેવી રીતે ત્હારી મ્હોટી બ્હેન અમારે ત્યાં રહે છે તેવી જ રીતે ત્હારે અહીં રહેવું. " તે બોલી, " બ્હેન, ઇશ્વર એવી વખતે મોત આપે તો સારૂ, પણ એવું કામ મ્હારે હાથે ન કરાવે એ જ માગું છું. જો કંઇ જરૂર પડશે તો તમ્હારી પાસે માગીને લઇશ, પણ તમ્હારી આજ્ઞા સિવાય કાંઇ પણ લેવું હરામ છે. "

હવે થોડા દિવસ પછી રજા પૂરી થવાથી પંડ્યા વિહારીલાલ પાછા લાહોર ગયા, પણ ઘરમાં સદ્‌ગુણલક્ષ્મીનો કારભાર જોઇને ખુશી થયા હતા. સદ્‌ગુણલક્ષ્મી ઘરમાં દરેક ચીજ સસ્તી મળે ત્યારે સામટી લઇ રાખતી હતી. અનાજ, લાકડાં, મશાલો, વગેરે સર્વ ઘરમાં તૈયાર રાખતી. ઘરમાં બે ત્રણ જાતનો મુરબ્બો પણ કરી રાખ્યો હતો. તે ઉપરાંત અનારનું, લીંબુનું, નારંગીનું વગેરે શરબતો પણ તૈયાર રાખ્યાં હતાં. આ બધું કરતાં પણ દર મહિને પંદર રૂપૈયાનો ખર્ચ થતો, ને પાંચ રૂપૈયા વધતા હતા. ત્હેમાંથી કાંઈ તપેલાં, લોટા, ચમચા, પ્યાલા, રકાબી, કડછી વગેરે વેચાતું લીધું તેમ જ લાકડાનાં બે કબાટ, બે પેટી, બે ખાટલા, વગેરે કરાવ્યું. ટૂંકામાં સદ્‌ગુણલક્ષ્મીએ વીસ રૂપૈયામાં ઘરને એવું શણગાર્યું કે જે જુએ ત્હેને અંતઃકરણમાં આનન્દ થયા વગર રહે નહિ. જ્યારથી સદ્‌ગુણલક્ષ્મીનો કારભાર થયો ત્યારથી કરજનું નામ તો ભૂલી જ જવાયું. કદી પણ કોઈ ચીજ ભૂલથી પણ ઉધારે આવતી ન્હોતી. સદ્‌ગુણલક્ષ્મી બધો હીસાબ ચોપડીમાં લખી રાખતી હતી. જો હીસાબમાં કંઈ પણ ફેર પડતો તો તો તરત જ દીવાળીને પૂછતી. કોઇની પણ મગદુર ન્હોતી કે રીત કરતાં વધારે ખર્ચે. હવે બધી ગોઠવણ બરાબર થઈ ત્યારે ત્હેણે બીજી વાતમાં ધ્યાન આપ્યું. તે એ કે દુર્ગાનાથ લખતો વાંચતો ખરો, પણ તે બેદરકારીથી. જેમ મ્હોટા લોકોના છોકરા મરજી પડે તેટલું વાંચે છે તેમ દુર્ગાનાથ પણ કરતો હતો. બાપ ગામમાં મળે નહિ ને ભોળાનાથ ત્હેનાથી મ્હોટો હતો તે પણ જુદો રહ્યો, એટલે તે ઝાઝું કહી શકે નહિ. તેથી આ ભાઇસાહેબ મનમોજી બન્યા હતા. ફકત સવારે ને સાંજે પાઠ વાંચતો હતો ને પછી આખો દિવસ પોતાના જેવા છોકરાઓ સાથે, ગંજીફો ને ચોપાટ વગેરે રમવામાં ગાળતો હતો. કોઇકિ વાર તો રમતમાં ચઢી જતો હતો ત્યારે મધ્ય રાત્રે ઘરમાં આવતો હતો. સદ્‌ગુણલક્ષ્મી આ બધું જાણતી હતી, પણ શી રીતે ત્હેને સમજાવવું એનો વિચાર કરતી હતી.

## દુર્ગાનાથને ડહાપણ કેમ આવ્યું ?

એક દહાડો બહુ રાત ગયા પછી દુર્ગાનાથ ઘરમાં આવ્યો, અને રમતમાં જીતીને આવ્યો હશે તેથી ખૂબ ખુશીમાં હતો. આવીને ખાવા

બેઠો, એટલે સદ્‌ગુણલક્ષ્મી ખાવાનું ફરીથી ઉનું કરવા લાગી. એટલે દુર્ગાનાથ સમજ્યો કે હજી રાંધવાનું ચાલે છે. તેથી મશ્કરીમાં પૂછ્યું, “ કેમ હજી તમારી તપેલીઓ ચૂલેથી ઉતરવા પામી નથી કે ? ” સદ્‌ગુણલક્ષ્મી બોલી, “ કેટલી વાર ઉતરી ને કેટલી વાર પાછી ચઢી, કારણ કે તમ્હેં એવી કવખતે ખાવા આવો છો કે ખાવાનું ટાઢું બરફ જેવું થઈ જાય છે. તમ્હેં જો ખાઇને બ્હાર જાઓ તો સારૂ. સાસુજીને તમ્હારે માટે કેટલી ચિન્તા થાય છે. ” દુર્ગાનાથે પૂછ્યું, “ અરે ! તમ્હેં બધાં શું મારે માટે બેશી રહો છો ? હું તો જાણુતો હતો કે તમ્હેં બધાં જમી લેતાં હશો. ” સદ્‌ગુણ બોલી, “ તમને મૂકીને અમ્હેં ખાઇએ તે યોગ્ય કહેવાય ? ” દુર્ગાનાથ બોલ્યો, “ કાંઈ નહિ, બે ચાર દહાડાની વાત હોય તો ન ખવાય, પણ આ તો રોજનું થયું, માટે તમ્હેં તમ્હારે ખાઈ લેજો. ” આ વખતે તો તે કાંઇ બોલી નહિ. પછી પરવારીને શયન–ગૃહમાં જતાં દુર્ગાનાથે ફરીથી તેમ જ કહ્યું. ત્યારે તે બોલી કે “ આશ્ચર્યની વાત છે કે તમ્હેં તમ્હારો કાયદો ફેરવી શકતા નથી. અમ્હેં બધાં જમી લઇએ એમ ઇચ્છો છો, એટલે અમ્હેં અમ્હારો ધારો તોડીએ તે કરતાં તમ્હેં જ જરાક વ્હેલા આવો તો.” તે બોલ્યો, “ખાધા પછી બ્હાર જવું ગમતું નથી તેમ જ ઉંઘ વ્હેલી આવતી નથી. ઘરમાં નકામું બેશી રહેવું ગમતું નથી, માટે જાણી જોઇને હું મોડો આવું છું. ”

સદ્‌ગુણલક્ષ્મી બોલી, “ કામ કરવું ન કરવું આપણા હાથમાં છે. તમ્હેં વાંચવામાં બરાબર મહેનત કરતા નથી. હું મ્હારા મ્હોટા ભાઈ ને જોતી હતી કે તે અડધી રાત સુધી વાંચવાંચ કરતા હતા, ને જો કોઈ દહાડો ભૂલથી ઉંઘ આવી જાય તો બહુ દિલગીર થતા હતા. તમ્હેં વાંચવાનું વધારે રાખો. ” તે બોલ્યો, “ આથી વધારે કેટલી મહેનત કરૂં ! બે વખતે પાઠ વાંચું છું. ” સદ્‌ગુણ બોલી, “ તમ્હેં શું વાંચો છો ને કેટલું વાંચો છો તે હું જાણુતી નથી. પણ તે દહાડે અંબાનો હીસાબ થતો હતો ત્યારે સસરાજી તમને કાંઇક હીસાબ પૂછતા હતા તે તમને આવડ્યો નહિ તે જોઇને મ્હારે શરમાવું પડતું હતું. ” દુર્ગાનાથ બોલ્યો, “ હીસાબની વાત જુદી છે. હું તો ઈંગ્રેજી જાણું છું ત્હેમાં હીસાબનો શો સંબંધ છે ? ” સદ્‌ગુણ બોલી, “ વાંચવા લખવાનું એટલા જ માટે છે કે દુનિયામાં કોઈ વાતે અડચણ પડે

નહિ. મ્હારા મ્હોટા ભાઈ ઈંગ્રેજી તથા ગુજરાતી બહુ યે ભણ્યા છે, પણ મ્હારા પિતાજી કહે છે કે "હીસાબનું કે કચેરીનું કામ શીખો નહિ તો નોકરી મળવાની નથી." મ્હારો ન્હાનો ભાઇ હજી સ્કૂલમાં ભણે છે, પણ હીસાબમાં બહુ હોશિયાર છે તેથી ત્હેને કહે છે કે "ભાઈ, સ્કૂલમાં બે વરસ વધારે ભણો, પછી જરૂર નોકરી મળશે." દુર્ગાનાથ બોલ્યો, "સ્કૂલમાં તો ન્હાના છોકરાઓ ભણે છે. મ્હને કોણ ભણાવે?" તે બોલી, "શું સ્કૂલ ઉપર જ આધાર છે! શહેરમાં બીજા કોઇ શીખવનાર નહિ હોય! જેટલો વખત રમતમાં ગાળોછો તેટલો વખત શીખવામાં ગાળો." દુર્ગાનાથ બોલ્યો, "રમત કાંઇ આખો દહાડો રમું છું? ફક્ત ઘડી બે ઘડી રમુ છું." સદ્‌ગુણ બોલી, "રમત તે અફીણની ટેવ જેવી છે. થોડાકમાંથી વધતાં વધતાં હદ બ્હાર જવાય છે ને પછી ગમે તેમ છોડવા ધારીએ પણ છોડી શકાતી નથી. પ્હેલું તો રમવું એ જ બહુ સારૂ નથી, કારણ કે ત્હેમાં કાંઈ ફાયદો નથી. જેમ જીતવાથી ખુશી થાય છે તેમ હારવાથી દિલગીરી થાય છે, પણ ખરૂં જોતાં તે બન્ને નકામાં છે. એ દિવસ ઉપર તમને કોઈ બોલાવવા આવ્યું હતું ત્યારે ઘરમાંથી જવાબ દીધો કે, "બ્હાર પધાર્યા છે." ત્યારે તે માણસે પોતાની જોડેના માણસને કહ્યું, "ભાઈ, એ તો બ્હાર ગંજીફા ને શેતરંજમાં બિરાજ્યા હશે માટે ત્યાં ચાલો." સસરાજીની આબરૂ ગામમાં બહુ છે તેથી આપણુને ખોટું દેખાય તેમ ન કરવું." સદ્‌ગુણ લક્ષ્મીની આવી શીખામણથી તે પણ સુધરી ગયો ને રમવાનું છોડી દીધું તથા એક ખાનગી માસ્ટર પાસે પોતાનો અભ્યાસ વધારે મન દઈને કરવા લાગ્યો.

## એક શ્રીમંતની દીકરી વિદ્યાકુમારી.

દુર્ગાનાથ ભણવાગણવામાં રોકાયો ત્યારે સદ્‌ગુણલક્ષ્મીએ બીજી તરફ નજર દોડાવી. એના મોહોલ્લામાં એક મ્હોટા શ્રીમંત માણુસનું કુટુંબ રહેતું હતું. બંગલા, નોકર, ચાકર, છોકરાં, ગાડી, ઘોડા, વગેરે જે જોઇએ તે તૈયાર હતું. પાસે પૈસો પણ પુશ્કળ હતો. ઘરમાં તથા બ્હાર મળી ઓછામાં ઓછા ૩૦–૪૦ નોકરો હતા. તે શ્રીમંત પુરૂષને બે પુત્રીઓ હતી. મ્હોટીનું નામ જયકુમારી ને ન્હાનીનું નામ વિદ્યાકુમારી

હતું. તે છોકરીઓની માનું નામ સુન્દર હતું ને માશીનું નામ શાન્તા હતું. તે સદ્દગુણલક્ષ્મીને સારી પેઠે ઓળખતી હતી.

એક દિવસે શાન્તા પોતાની બ્હેન સુન્દરને મળવા આવી. જેમ દરેક મનુષ્યને કાંઇક કાંઇકિ દુઃખ તો હોય છે જ તેમ સુન્દર પણ બીજી બધી વાતે સુખી હોવા છતાં એ દીકરીઓની ચિન્તા ત્હેના મનમાં રાત દિવસ થતી હતી. મ્હોટી છોકરી જયકુમારી પરણીને સાસરે ગઇ, પણ થોડા જ દિવસમાં ત્યાં કંકાસ કરીને માબાપને ત્યાં આવતી રહી તે ફરીથી જતી જ નહિ. બીજી પાસ ન્હાની છોકરીને પણ એવી લડાવી હતી કે ઘરમાં બધાં ત્હેનાથી થરથરી જતાં હતાં. કોઇને લાકડી મારે તો કોઇને ધોકો ધબ પડે. કોઇના વાળ ખેંચે તો કોઇને ચુંટીયાં ખયણે. માબાપ કે કોઈનો પણ ધાક નહિ. આપણે જાણીએ કે માશી આવ્યાં જાણીને વિદ્યાકુમારી ઘડીક વાર ડાહી થશે, પણ શું કહીએ ! હજી તો શાન્તા ગાડીમાંથી ઉતરે છે ત્યાં તરત જ ચાર પાંચ ફરિયાદો થઈ. એક ચાકરડી રડતી આવી કે "બાઈ, જુઓ ! ન્હાની બ્હેને મ્હારું લુગડું બધું ચડકે ઉરાડી દીધું !" બીજી બોલી, "બાઈ જુઓ ! ન્હાની બ્હેને મ્હને એવી ચુંટીઓ ખયણી કે લોહી નીકળ્યું." એટલામાં રસોડામાંથી બૂમ પડી કે "બાપુ, કોઇ જુઓ તો ખરાં ? આ રાંધવાની તપેલીઓમાં મુઠીઓ ભરી ભરીને રાખ નાંખે છે." આ સાંભળીને શાન્તાએ કાંઇકિ ગુસ્સાથી ભાણેજને બૂમ પાડી. "વિદ્યા, અહીં આવ." માશીનો સાદ વરતીને વિદ્યા આવી તો ખરી, પણ જરાકે અદબ વગર. હાથમાં રાખ, પગે કચરો, ને એવા વેશે આવી માશીને બાઝી પડી. માશીએ કહ્યું, "વિદ્યા, તમ્હેં હમણાં હમણાં બહુ મસ્તી કરો છો ?"

વિદ્યા બોલી, "આ રાંડ દાસીએ ફરિયાદ કરી હશે ?" એટલું બોલતાં બોલતાં માશીના ખોળામાંથી નીકળી ઝડપથી પાસે ઉભેલી ચાકરડીનો ચોટલો ઝાલ્યો. માશીએ ઘણું યે કહ્યું પણ સાંભળે કોણ ? આ જોઇને શાન્તાએ બ્હેનને કહ્યું, "બ્હેન સુન્દર, આ છોકરીને માટે તો કોઈ સ્ત્રીશિક્ષક રાખો, તો એ કાંઇકિ પાંશરી થાય." સુન્દર બોલી, "મ્હોટી બ્હેન, હું શું કરું ! ઘણાં મહિનાથી ખોળુ છું, પણ એવી કોઈ

સ્ત્રીશિક્ષક મળતી નથી. શાન્તા બોલી, "અરે બ્હેન, તમ્હારી પણ પેલી કહેવત પ્રમાણે વાત થઈ છેઃ 'ઢંઢેરા શહેરમેં, લડકા બગલ મેં.' તમ્હારાજ મોહોલ્લામાં પંડ્યા વિહારીલાલના ન્હાના દીકરાની વહુ લાખ શિક્ષકોની એક શિક્ષક છે!" સુન્દર બોલી, "બ્હેન, મ્હને આજ સુધી ત્હેની ખબર ન્હોતી. હશે. હવે હમણાંજ માણસ મોકલી ત્હેની તપાસ કરાવું છું." એમ કહી પોતાના ઘરની કારભારણ જેનું નામ માનકુંવર હતું. ત્હેને બોલાવીને કહ્યું, "માનકુંવર, કોઇ પંડ્યાજી વિહારીલાલ કરીને આ મોહોલ્લામાં રહે છે ત્હેની ન્હાની વહુ બહુ હોશિયાર છે એમ બ્હેન કહે છે. માટે જુઓ, જો તે ચાકરીએ રહે તો ત્હેને અહીં સ્ત્રી-શિક્ષક તરીકે રાખવી છે, માટે બોલાવી લાવો. ખાવાનું, લુગડાં તથા દર મહિને દસ રૂપૈયાનો પગાર આપવા હું ખુશી છું, અને વિદ્યાકુમારી ડાહી થશે ને એની રીતભાત બદલાશે તો તેથી પણ વધારે આપવા હું કબૂલાત આપું છું."

માનકુંવર પંડ્યાજીને ત્યાં આવી. દુર્ગાનાથની માને દેખીને ખબર અંતર પૂછી. પછી કહ્યું, "બાઇ, પંડ્યાજીનાં પત્ની તે તમ્હેંજ કે?" દીવાળી ઉભી હતી તે બોલી, "હા, એ પોતે જ છે. બેસો, તમ્હેં ક્યાંથી આવ્યાં?" માનકુંવર બોલી, "તમ્હારી ન્હાની વહુ ક્યાં છે?" જવાબ મળ્યો કે "મેડી ઉપર." માનકુંવર બોલી, "હું ત્હેમની પાસે ઉપર જાઉં?" દીવાળી બોલી, "તમ્હેં તમ્હારૂં નામ કહો, એટલે હું ઉપરથી ડાહી વહુને બોલાવી આવું." માનકુંવરે કહ્યું, "હું મ્હોટા શેઠને ત્યાંથી આવી છું." ગામમાં દરેક જણ ત્હેમને મ્હોટા શેઠને નામે ઓળખતાં હતાં, તેથી દુર્ગાનાથની માને પણ આ કુટુંબ જોડે ઓળખાણ હતું. એટલે ઘરનાં બધાંની તબીયતના સમાચાર પૂછ્યા, અને પૂછ્યું કે "ડાહી વહુનું શું કામ છે?" માન કુંવર બોલી, "એ આવશે ત્યારે કહીશ."

એટલામાં સદ્ગુણલક્ષ્મીને નીચે ઉતરવાનો વખત થયો એટલે તે પણ નીચે આવી. સદ્ગુણલક્ષ્મીને મ્હોંએ નોકરીની વાત તો માન કુંવર બોલી શકી નહિ, પણ વાતમાં ને વાતમાં જણાવ્યું કે, "મ્હારાં બાઇને એવી ઇચ્છા છે કે પોતાની ન્હાની પુત્રીને સારી કેળવણી આપવી અને તે વિષે ત્હેમનાં બ્હેને તમ્હારી ભલામણ કરી, તેથી મ્હને તમારી પાસે મોકલી છે."

સદ્ગુણ બોલી, "તમ્હારાં બન્ને બાઇઓને મ્હારા પ્રણામ સહિત કહેશો કે જે કાંઇ થોડું ઘણું મ્હને આવડે છે તે શીખવવામાં મ્હને કશી હરકત નથી. વળી તમ્હારાં મ્હોટાં બાઇને ખબર હશે કે હું બીજી પણ કેટલીક છોકરીઓને શીખવું છું. હું તો ઘણું ઇચ્છું છું કે તમ્હારાં બાઇની પુત્રીને હું શીખવું, પણ શું કરૂં, નથી તમ્હારાં બાઈ પોતાની પુત્રીને અહીં મોકલવાનાં કે નથી મ્હારાથી ત્યાં અવાવાનું." માનકુંવરે પગારનું નામ તોન દીધું પણ તે વિષે સહજ અણસારો કર્યો કે "મ્હારાં બાઇ બધું ખર્ચ ખુટણ આપવા તૈયાર છે." સદ્ગુણલક્ષ્મી બોલી, "એ બધી ત્હેમની મહેરબાની છે, ને એ વાત એમના ઘરને શોભતી છે. તેમ જ અમ્હેં જો કે ગરીબ છિએ, તો પણ એમના છાંયડા તળે રહેલાં છિએ, તેથી ઇશ્વર કૃપાથી નાગાં ભૂખ્યાં નથી. વગર પૈસે તમ્હારી દાસી પ્રમાણે કેળવણી આપવા તૈયાર છું, પણ જો પગાર આપીને શિક્ષક રાખવી હોય તો શહેરમાં ઘણી મળશે." ત્યાર પછી માનકુંવરે સદ્ગુણલક્ષ્મીનો હેવાલ પૂછ્યો, અને એના બાપની તથા સસરાની પદવી જાણી ત્યારે ઘણી આશ્ચર્ય પામી. સદ્ગુણલક્ષ્મીની વાતચીત સાંભળીને માનકુંવર ખુશ ખુશ થઈ ગઈ, અને સદ્ગુણલક્ષ્મીને આટલું કહ્યું તે માટે માફ માગી. સદ્ગુણ બોલી, "બાઈ, તમ્હેં શું કરવા દુઃખી થાઓ છો ? ચાકરી કરવી ત્હેમાં કાંઇ શરમ નથી ને તે પણ તમ્હેં તો અજાણપણામાં પૂછ્યું ત્હેમાં ખોટું શું છે ?"

ત્યારપછી માનકુંવર રજા લઇને ગઈ ને કહ્યું કે "બાઈ, ખરૂં જોતાં તે સ્ત્રી લાખ શિક્ષકની એક શિક્ષક છે ત્હેમાં ફેર નથી. ત્હેના સામું જોતાં જ મનમાં ત્હેના વિષે માન ઉત્પન્ન થાય છે, પરન્તુ તે કાંઈ નોકરી કરવાની નથી. ઘરમાં એક સ્ત્રી નોકર છે, ઓરડામાં શેતરંજી પાથરેલી છે ને ગાદીતકીયા પણ પાથરેલાં છે. એવી ખુશ જીંદગી ગુજારે છે ત્હેને નોકરીની શી પરવા હોય ?" સુન્દરની મ્હોટી બ્હેન બોલી, "હા, બ્હેન, મ્હને આ વાતની ખબર હતી, તેથી મનમાં ગૂંચવણ થતી હતી. હું ધારતી જ હતી કે એ નોકરી કરવાની નથી." માનકુંવરે કહ્યું, "હા, પણ તે એવી ડાહી સ્ત્રી છે કે મફત ભણાવવા ખુશી છે" સુન્દર બોલી, "શું, અહીં આવીને ?" માનકુંવરે જવાબ દીધો, "ત્હેને નોકરીની

પરવા નથી તે અહીં આવીને કેમ શીખવશે?" સુન્દરે પૂછયું, "શું ત્યારે છોકરી ત્યાં જશે?" શાન્તાએ કહ્યું, "ત્હેમાં શું અડચણ છે! ઘર તો પાસે છે, ને પંડ્યાજીને શું તમ્હે જેવા તેવા જાણો છો? તે આપણા સગપણમાં છે." સુન્દર બોલી, "શું, તે આપણા સગપણમાં છે! ત્યારે તો કાંઈ હરકત નથી."

બીજે દિવસે સુન્દર તથા શાન્તા વિદ્યાકુમારીને લઈને સદ્દ્ગુણલક્ષ્મીને ઘેર આવ્યાં. જો કે સદ્દ્ગુણલક્ષ્મીને ત્યાં સામાન થોડો હતો, પણ તેની ગોઠવણ સારી હતી, તેથી આ બધાં ત્યાં ગયાં કે તરત જોતજોતામાં પાન, સોપારી, એલચી, લવિંગ, તજ વગેરે જે જોઈએ તે હાજર થઈ ગયું. પછી તે બન્ને બ્હેનોએ કહ્યું, "મહેરબાની કરીને આ છોકરીને ખરા મનથી ભણાવી હોશિયાર ને ડાહી કરો." સદ્દ્ગુણ બોલી, "પ્હેલાં તો મ્હને પોતાને જ એટલું બધું શું આવડે છે? ને થોડું ઘણું જે આવડે છે તે એમને શીખવવા હું ખુશી છું." પછી સુન્દરે એક રૂપૈયો કાઢીને સદ્દ્ગુણલક્ષ્મીને આપવા માંડ્યો. ત્યારે તે બોલી કે "એવું મ્હારાથી થાય નહિ. મ્હેં એક વાર ના કહીછે તે ફરીથી કદી પણ લેવાય નહિ." સુન્દર બોલી, "હું તે માટે આપતી નથી. આ તો માત્ર છોકરીઓને મીઠાઈ વ્હેંચવા માટે આપું છું." સદ્દ્ગુણલક્ષ્મી બોલી, "શરૂઆતમાં મીઠાઈ વ્હેંચવાને માટે શું એક રૂપૈયો? બાળકોનું મ્હોં મીઠું કરવાને શેર મીઠાઈ બસ છે." પછી ત્હેણે દીવાળીને અણસારો કર્યો કે તરત તે જઈને ઓરડામાંથી એક મ્હોટી તાસક ભરીને મીઠાઈ લઈ આવી. પછી સદ્દ્ગુણલક્ષ્મીએ ત્હેમાંથી પ્હેલવ્હેલી થોડીક વિદ્યાકુમારીને આપીને બીજી બધી દીવાળીને પાછી આપતાં કહ્યું કે "બીજી છોકરીઓને વ્હેંચી આપો." સુન્દર બોલી, "આજ તમ્હે મ્હને શરમાંદી કરી." સદ્દ્ગુણે કહ્યું, અમ્હે ગરીબ લોક બીજું વધારે શું કરવાનાં હતાં? ને અહીં જે છે તે બધું તમ્હારૂં જ છે. મ્હારૂં આપેલું તો ક્યારે કહેવાય કે હું વિદ્યાબ્હેનને સારી રીતે શીખવું. ઈશ્વર તે દહાડો જલ્દી દેખાડે ને તમ્હારી આગળ હસતી ઉભી રહું." પછી બન્ને બ્હેનો વિદ્યાકુમારીને સોંપીને પોતાને ઘેર ગયાં. સદ્દ્ગુણલક્ષ્મીએ કેવી રીતે વિદ્યાકુમારીને સુધારી ત્હેની વાત બીજી ચોપડીમાં છે;

આ જગ્યાએ એટલું જ કહેવાનું કે વિદ્યાકુમારીને જોઇને બીજાં ઘણાં માબાપો પોતાની છોકરીઓને લઈને આવ્યાં, પણ સદ્‌ગુણે ત્હેમાંથી વીસ છોકરીઓને ચુંટી લીધી.

## સદ્‌ગુણલક્ષ્મીની નિશાળ.

સવારથી બપોર સુધી વાંચવાભણવાનું ચાલતું હતું, અને તે પછી ખાવા માટે થોડી વારની રજા મળતી હતી. તે પછી શીવવાભરવાનું ચાલતું હતું. પ્હેલાં તો સદ્‌ગુણલક્ષ્મીને ગાંઠના પૈસા ખરચવા પડ્યા, પણ પછી છોકરીઓ જે ભરતી હતી તે દીવાળી પાસે બજારમાં વેચાવી નાંખવા માંડ્યું. તેથી નિશાળને હીસાબે એક મોટી રકમ ભેગી થઇ. જે છોકરીઓ ગરીબ હતી ત્હેમને આ રૂપૈયામાંથી ચોપડીઓ લઈ આપવામાં આવતી હતી, તેમ જ છોકરીઓને પાણી પાવાને માટે પણ ખાસ એક સ્ત્રીને રાખવામાં આવી હતી. ત્હેનો પગાર પણ નિશાળના ફંડમાંથી મળતો હતો. કોઇ છોકરીની ફી તો લેવાતી જ ન્હોતી, પણ કદાચિત સદ્‌ગુણલક્ષ્મીના પોતાના બેચાર રૂપૈયા નિશાળમાં વપરાતા હશે.

છોકરાંની રીત એવી હોય છે કે ત્હેમને શીખવા જવું ગમતું નથી, પણ સદ્‌ગુણલક્ષ્મી ઉપર તો દરેક છોકરી મોહિત હતી. સૂઇને ઉઠે કે તરત જ છોકરીઓ પોતાની મેળે જ નિશાળમાં આવતી હતી તે છેક સંધ્યાકાળ સુધી ત્યાં જ રહેતી હતી. જેવી રીતે સદ્‌ગુણલક્ષ્મીને ત્હેના બાપે શીખવ્યું હતું, તેવી જ રીતે તે આ બધી છોકરીઓને શીખવતી હતી. તેથી તે છોકરીઓ ત્હેની સહીપણીઓ હોય તેમ લાગતું હતું. જ્યારે તે છોકરીઓમાંથી કોઇનાં લગ્ન થતાં હતાં ત્યારે ત્હેને નિશાળમાંથી એક ઘરેણું અથવા લુગડું કરવામાં આવતું હતું.

જો સદ્‌ગુણલક્ષ્મી પોતાની નિશાળને વધારવા માગત તો શહેરની બધી નિશાળો ખાલી થઈ જાત, કારણ કે દરેક જણ પોતાની છોકરી માટે ખુશામત કરતાં હતાં. સદ્‌ગુણલક્ષ્મીની નિશાળમાં માર ફાડ તો સમૂળગી હતી જ નહિ. વધારેમાં વધારે ઠપકો દેતી તે એટલો જ કે " સાંભળો બ્હેન, તમ્હેં બરાબર લેસન કરતાં નથી ને તમ્હારે લીધે મ્હારી નિશાળનું નામ

વગોવાય છે. માટે હું તમ્હારી માને બોલાવી ને કહીશ કે, બાઈ તમ્હારી છોકરી અહીંઆં તો નથી શીખતી, માટે બીજી કોઈ નિશાળે મોકલો." આટલું સાંભળતાં દરેક છોકરી બ્હી જતી; પછી તો ઝપાટામાં લેસન થઈ જતું. નિશાળમાં મદનકુમારી ને વિદ્યાકુમારી બે સગી બ્હેનો પેઠે વર્તતી હતી.

સદ્‌ગુણલક્ષ્મીની ડહાપણ ભરેલી શીખવવાની રીતથી વિદ્યાકુમારી થોડા દિવસમાં ડાહી થઈ ગઇ. વિદ્યાકુમારીનાં માબાપ તો સદ્‌ગુણલક્ષ્મીને પરમેશ્વર જ ગણતાં હતાં.

## દુર્ગાનાથનો હેવાલ.

સદ્‌ગુણલક્ષ્મીની નિશાળનું કામ ધમધોકાર ચાલતું હતું ત્યારે દુર્ગાનાથ ઘરમાં એકલો ગભરાતો હતો. એક દિવસે સદ્‌ગુણલક્ષ્મીને પૂછ્યું કે "હું ત્હારા બાપ પાસે અથવા મ્હારા બાપ પાસે જઈ, કાંઇક નોકરીની તપાસ કરૂં, કારણ કે મ્હને નકામા બેશી રહેવું ગમતું નથી." સદ્‌ગુણલક્ષ્મીએ જવાબ દીધો કે, "ચાકરી કરવાની તો ઘણી જરૂર છે, કારણ કે તમ્હેં જાણો છો કે ઘરમાં ખર્ચની બહુ તંગાશ પડે છે, અને સસરાજી હવે વૃદ્ધ થયા છે. તેથી હવે નોકરી ચાકરીની ફીકર ત્હેમને ન કરવા દેવી. વળી મદનકુમારી પણ હવે દહાડે દહાડે મ્હોટી થાય છે. મ્હને ત્હેની બહુ ફીકર થાય છે, કારણ કે તે બહુ ડાહી અને હોશિયાર છે. ત્હેને ત્હેના જેવો જ પતિ મળવો જોઇએ. આ બધાં કારણોથી નોકરી તો કરવી જ જોઇએ, પણ તે જાતીમહેનતથી મેળવવી જોઇએ. મ્હારા પિતાજીને ત્યાં જશો તો તેઓ તમને નોકરી અપાવશે ખરા, પણ લોકો કેહેશે કે 'જુઓ! સસરાની મદદથી ચાકરીએ રહ્યા.' તમ્હારા પિતાજી પાસે જવાનું તો બને જ નહિ. કારણ કે સસરાજી ઘણા વર્ષના જૂના માણસ છે તેથી, ત્હેમને મુશ્કેલીથી પચાસનો પગાર આપે છે, તો તમ્હારૂં ઠેકાણું ત્યાં શી રીતે થશે?" દુર્ગાનાથ કંટાળીને બોલ્યો, "ત્યારે પૂછું છું કે હું કરૂં શું? ઘરમાં બેશી રહું?" સદ્‌ગુણલક્ષ્મી બોલી, "મ્હારા કહેવાની મતલબ એવી નથી. આપણાથી બની શકે ત્યાં સુધી કોશેશ કરવી. પછી જેમ ઇશ્વરની મરજી હશે તેમ થશે." દુર્ગાનાથ બોલ્યો, "કોશેશ તે શી કરૂં?" સદ્‌ગુણલક્ષ્મીએ કહ્યું,

"જે લોકો નોકરીધંધો કરતા હોય તેઓ સાથે મુલાકાત કરતા રહો, ત્હેમની સાથે દોસ્તી કરો, તેથી તમને નોકરી જરૂર મળશે."

દુર્ગાનાથે ત્હેના કહેવા પ્રમાણે કરવા માંડ્યું, એટલે તે બધા લોકોને ખબર પડી કે આ માણસ નોકરી ખોળે છે. પછી એક દિવસે દોલતરામ કે જે કચેરીમાં ફીકારકુન હતા ત્હેમણે દુર્ગાનાથને કહ્યું, "ભાઈ, નોકરી જોઈતી હોય તો રોજ મ્હારી સાથે કચેરીમાં આવતા રહો, અને થોડું થોડું કામ શીખવા માંડો. તેમ કરતાં ઉપરીઓ દેખશે, એટલે કોક દહાડો પણ ભાગ્ય ઉઘડી જશે." પછી દુર્ગાનાથ કચેરીમાં જવા લાગ્યો. તેથી મ્હોટા અમલદારો પણ ત્હેને ઓળખવા લાગ્યા. પછી કોઈ કારકુનને અથવા બીજા કોઈને રજા ઉપર જવું હોય તો પોતાની જગ્યાએ દુર્ગાનાથને મૂકીને જતા હતા. એમ કરતાં એક દિવસ એક દસ રૂપૈયાની ફીકાર-કુનની જગ્યા ત્હેને મળી ગઈ. પ્હેલાં તો તે માણસ ત્રણ મહિનાની રજા લઈને બદલીમાં દુર્ગાનાથને મૂકતો ગયો હતો, પણ પાછળથી ત્હેણે રાજી-નામું આપ્યું, એટલે ત્હેને બદલે દુર્ગાનાથભાઈ મુકરર થઈ ગયા. એમ કરતાં ઘણા દિવસ થવાથી દુર્ગાનાથ આ નોકરીથી કંટાળી ગયો, ને સદ્‌ગુણ-લક્ષ્મીને કહેવા લાગ્યો, "આવી નોકરી તે કોણ કરે ! આખો દહાડો મહેનત કરીએ છિએ ત્યારે દસ રૂપરડીનો પગાર ! અને તે પણ વધવાની તો આશા જ નહિ. હું તો આ નોકરી છોડી દઈશ." પરન્તુ સદ્‌ગુણલક્ષ્મી હમેશાં ત્હેને સમજાવીને શાન્ત રાખતી કે "તમ્હેં બહુ ઉતાવળા ન થશો. પેલો દહાડો ભૂલી ગયા કે જે દિવસે તમ્હેં નોકરીના ઉમેદવાર તરિકે ઓફિ-સમાં ધક્કા ખાતા હતા ! હવે આટલી નોકરી મળી છે ત્હેની તમને કદર નથી. જો એમ નોકરીથી કંટાળશો તો કામ બરાબર થશે નહિ, અને આખરે નોકરી મળી છે તે પણ ખોઈ બેસશો. આટલા દસ મળે છે તો કોક દહાડો પણ વીસ થશે. સમૂળગું નહિ હોય તો શું કરશો ?"

ટુંકામાં સદ્‌ગુણલક્ષ્મી હમેશાં દુર્ગાનાથને સમજાવી રાખતી હતી. હવે એવું બન્યું કે જે અમલદારના હાથ તળે દુર્ગાનાથ હતો, તે અમલ-દારની બદલી થઈ. દુર્ગાનાથના ઉપર તે બહુ જ માયા રાખતો, તેથી દુર્ગા-નાથ આ વાત જાણીને ઉદાસ દિલે ઘેર આવ્યો. સદ્‌ગુણ બોલી, "કેમ,

આજે ઉદાસ છો ?" દુર્ગાનાથે જવાબ દીધો, "શું કહું ? જેમ્સ સાહેબની બદલી સોનગઢ થઈ તે જ મ્હારા ઉપર મહેરબાની રાખતા. હવે કચેરીમાં રહેવાથી કાંઇ લાભ નથી." સદ્‌ગુણ બોલી, "ખરૂં છે. જેમ્સ સાહેબની બદલી થઈ તે દિલગીરીની વાત છે. પણ તમને લાગે છે એટલી બધી દિલગીરીની નથી. ત્હેમની જગાએ બીજો આવશે, તે સારો નહિ જ હોય એમ શા ઉપરથી ધાર્યું ?" પછી પાછી તેને પ્હેલાં પેઠે શાન્ત પાડીને બોલી, "જેમ્સ સાહેબ ક્યારે જવાના છે ?" દુર્ગાનાથ બોલ્યો, "કાલે સાંજની ગાડીમાં." સદ્‌ગુણલક્ષ્મીએ કહ્યું, "તમ્હેં ત્હેમને બંગલે કેમ ન ગયા !" દુર્ગાનાથ બોલ્યો, "હવે જઇને શું કરૂં ?" સદ્‌ગુણલક્ષ્મી બોલી, "વાહ ! ખરો જવાનો વખત તો આ જ છે. કાંઇ નહિ તો ફક્ત તમ્હારે માટે બીજા ઉપરી ઉપર સર્ટિફિકેટ તો લખી આપશે." દુર્ગાનાથે કહ્યું, "ઠીક, ત્યારે સ્હવારે જઇશ." પછી સ્હવારમાં વ્હેલો ઉઠી કપડાં પ્હેરી સાહેબને બંગલે ગયો. ત્યારે સાહેબ ત્હેને જોઇને બહુ ખુશી થયો, અને બોલ્યો, "દુર્ગાનાથ, હું તો હવે સોનગઢ જાઉં છું, પણ ત્યાં તમ્હારા વગર મ્હને ચેન નહિ પડે. જો તમ્હારી મરજી હોય ને મ્હારી સાથે આવો તો હું ત્યાં તમને સારી નોકરી અપાવીશ. બીજે ઠેકાણે જગ્યા નહિ હોય તો મ્હારી ગાંઠના પંદર રૂપૈયા આપીશ." દુર્ગાનાથે કહ્યું, "સાહેબ, હું મ્હારી માને પૂછીને પછી જવાબ દઇશ." દુર્ગાનાથ ઝડપમાં ઘેર આવ્યો ને બધા સમાચાર કહ્યા. તે સાંભળી ત્હેની મા તો ગભરાઇ ગઇ, અને સદ્‌ગુણલક્ષ્મીને પણ આશ્ચર્ય લાગ્યું. છેવટે કોઇ બોલતું નથી એમ જાણીને દુર્ગાનાથે પૂછ્યું, "કહોની, હું જઇને શો જવાબ દઉં ?" ત્હેની મા બોલી, "વળી જવાબ શા દેવાના હતા ? શું તે ત્હારે માટે બેશી રહ્યો છે ?" દુર્ગાનાથ બોલ્યો, "ના, હું વાયદો કરી આવ્યો છું, તેથી જુઠ્ઠો પડું તે ઠીક નહિ." ત્યારે ત્હેની મા બોલી, "કે જઇને કહી આવ કે સાહેબ મ્હારાથી આવી શકાશે નહિ." દુર્ગાનાથે પછી સદ્‌ગુણલક્ષ્મી તરફ નજર કરી, ત્યારે તે બોલી કે "સાસુજીનું કહેવું એક રીતે ઠીક છે. કારણ કે અહીં ઘરમાં બીજો કોઇ પુરૂષ નથી, ને તમ્હેં જાઓ તો અડચણ પડે. પણ તેટલા માટે આવો મોટો અમલદાર

ખાસ કરીને તેડી જાય ત્યારે ના કહેવી તે યોગ્ય નથી. ” આ સાંભળી દુર્ગાનાથ બોલ્યો, “ શું, પાંચ રૂપૈયા વધારે તે માટે બસો ત્રણસો ગાઉ દૂર જવું ? મ્હારૂં મન માનતું નથી. ” સદ્‌ગુણ બોલી, “ તે તો જેમ મરજી, પણ ફરી ફરી વખત નહિ મળે; ને પરદેશ કોણ નથી જતું ? સસરાજી અને મ્હારા પિતાજી બન્નેએ આખી ઉમ્મર પરદેશમાં ગાળી છે. પાંચ પાંચ કરતે હાલ પેન્શન લેવા વખત આવી છે; અને જો ન જ જવું હોય તો પછી અહીં દસ રૂપૈયાની ચાકરી માટે દિલગીર ન થવું. ” દુર્ગાનાથ બોલ્યો, “ જઉં ને ત્યાં ચાકરી ન મળી તો બે ઠેકાણેથી ખોઈ બેસું. ” સદ્‌ગુણ બોલી, “ અહીં રાજીનામું આપવાની જરૂર નથી. બે મહિનાની રજા લેવી, ને ત્યાં નહિ મળે એમ કેમ જાણ્યું ? જેમ્સ સાહેબ પોતે લઈ જાય છે ને નોકરી ન અપાવે એમ બને જ નહિ.” પછી સદ્‌ગુણલક્ષ્મીએ પરાણે પરાણે જવાની હા કહેવરાવી, અને પોતાની પાસેથી ૫૦) રૂપૈયા રોકડા ને ૭ જોડ નવાં લુગડાં તૈયાર કરીને આપ્યાં. સાથે દીવાળીના છોકરાને મોકલ્યો. એવી રીતે દુર્ગાનાથભાઇ સોનગઢ તરફ રવાના થયા.

આણી પાસ સદ્‌ગુણલક્ષ્મીએ મદનકુમારી પાસે આ બધા સમાચાર સસરાજીને લખાવ્યા તથા વધારેમાં લખ્યું કે “ જેમ્સ સાહેબ લાહોર થઇને જવાના હશે, માટે ત્યાં આવે તો મળીને તમ્હારા સરદાર તરફથી કાંઇ ભલામણ કરાવશો તો ફાયદો થશે. ” આ ઉપરથી પંડ્યાજીએ પોતાના સરદાર તરફથી, જેમ્સ સાહેબ આવ્યા ત્યારે સારી પરોણાગત કરી, તેથી જેમ્સ સાહેબ ખુશ ખુશ થઇ ગયા. પછી સરદાર સાથે વાત થતાં સરદારે પંડ્યાજીનાં બહુ વખાણ કર્યાં. તેવામાં દુર્ગાનાથની વાત નીકળતાં તે પંડ્યાજીનો પુત્ર છે, એમ જાણીને સાહેબને વધારે આનન્દ થયો. તે દુર્ગાનાથને પ્હેલેથી ચ્હાતો હતો ત્હેમાં આ જાણીને વધારે ચ્હાવા લાગ્યો. એક તો સારા કુટુંબ-નો પુત્ર, બીજું દેખાવે સુન્દર, ત્રીજું સરદારની ભલામણ અને ચોથું પોતાને પસંદ પડેલો. એટલે દુર્ગાનાથનાં ભાગ્ય ઉઘડવામાં શી બાકી રહી ? ”

પ્હેલે જ દિવસે કચેરી ભરાતાં સાહેબે દુર્ગાનાથને પચાસ રૂપૈયાનો પગાર કરી પોતાનો નાયબ શીરસ્તેદાર બનાવ્યો, અને પંડ્યાજીને કાગળ

લખાવ્યો કે, "હમણાં તો મ્હેં તમારા પુત્રને પચાસ રૂપૈયાનો પગાર ઠરાવ્યો છે પણ આગળ ઉપર વધારીશ." તે વાંચીને પંડ્યાજી તો ખુશ ખુશ થઈ ગયા, ને ઇશ્વિરનો ખરા અંતઃકરણથી ઉપકાર માન્યો. દુર્ગાનાથની મા પણ ત્હેને મોકલવા તો ખુશી ન્હોતી, પણ હવે પચાસનો પગાર સાંભળીને ત્હેને શુદ્ધિ આવી હતી. હવે તો ઘરમાં ૨૦ ની જગાએ ૫૦ રૂપૈયા આવવા લાગ્યા. દુર્ગાનાથ દિવસે દિવસે સાહેબનો વધારે માનીતો થયો. એક વરસ સુધી તો ત્હેના કાગળ બરાબર આવતા હતા, ને બધું ઠીક ચાલતું હતું, પણ પછીથી કામ કથળ્યું. નઠારી સોબત મળી તેથી તે બગડવા માંડ્યો. છેવટે કાગળપત્ર બંધ થયા. સદ્ગુણલક્ષ્મી સમજી ગઇ કે ત્યાં કાંઇક ખરાબ સંગત લાગી હશે. પણ શો ઉપાય ! છેવટે પોતાને ગયા વગર છૂટકો નથી એમ ધાર્યું.

## સગુદ્ણલક્ષ્મીનું સોનગઢ જવું.

જો કે સદ્ગુણલક્ષ્મીએ જવાનો વિચાર કર્યો, પણ કોઇની સલાહ વગર જવું તે ઠીક નહિ, એમ ધારી પોતાની મશીયાઈ બ્હેન તુળજાલક્ષ્મીને બોલાવીને પૂછ્યું. તે તો આ વાત સાંભળી આશ્ચર્યથી બોલી કે, "બ્હેન, તમ્હેં કાંઈ ગાંડાં થયાં છો ! શહેર મૂકીને વળી સોનગઢ શું ખાવા જશો !" સદ્ગુણલક્ષ્મીએ કહ્યું, "મ્હારે શહેર સાથે શું કામ છે ? હું જેને પરણી છું, તે જ્યાં હોય ત્યાં મ્હારૂં શહેર છે." તુળજાલક્ષ્મી બોલી, "પણ કુટુંબમાં શું કહેવાશે ! આપણા કુટુમ્બમાં આજ સુધી કોઇ પરદેશ ગયું નથી." સદ્ગુણ બોલી, "ત્હેમાં શું ખોટું છે ! બહુ તો એમ કહેશે કે પોતાના ધણી પાસે ગઈ. તો ત્હેમાં ખોટું શું કર્યું ! અને વળી કુટુંબનું તો, પ્હેલાં તો ગાડી ન્હોતી ને હવે ગાડી થઈ, એટલે કાંઈ હરકત નથી." તુળજાલક્ષ્મીએ કહ્યું, "શું તમને ત્યાં તેડાવ્યાં છે ! વગરબોલાવ્યે જવું તે યોગ્ય નથી."

સ.—"કાગળ નથી આવ્યો તે વાત ખરી છે, પણ હું કાગળની વાટ જોતી બેસું તો છેવટે મ્હારૂં ઘર ભાગી જાય, ને આખી જીંદગીનું દુઃખ થાય."

તુ.—"બ્હેન, તમ્હેં એટલી શીદ ફીકર કરો છો ! તમ્હારે એની શી દરકાર છે ! તમ્હારી નિશાળની કમાઈ ક્યાં ઓછી છે કે તમારે બીજાનાં ઓશીયાળાં થવું પડે !"

**સ.**—" વાહ ! તમ્હારી પણ અક્કલ કેવી છે ! એ નિશાળ તો મ્હેં ફક્ત કર્તવ્ય ખાતર બેસાડી છે, કાંઈ ત્હેમાંથી મ્હારે કમાઈ કરવી નથી. તમ્હેં ન માનો તો ભલે, પણ આજ સુધીમાં મ્હેં નિશાળમાંથી એક પાઈ પણ મ્હારે માટે લીધી નથી. જ્યારે તમ્હારા બનેવીને જવાનું થયું, ત્યારે પચાસ રૂપૈયા રોકડા ને વીસ રૂપૈયા કપડાં માટે લીધા હતા તે પણ કરજ દાખલ લીધા છે, અને બીજે પાઇએ પાઇનો હીસાબ લખેલો છે. સ્ત્રીઓની કમાઈ તે કાંઈ ગણત્રીમાં છે ? જો સ્ત્રીઓની કમાઇથી ઘર ચાલતું હોય તો પછી પુરૂષો શું કરવા જોઈએ ? ત્હેમાં જ મ્હારી કમાઇથી મ્હારૂં ઘર અખંડ રહેતું હોય તો હું એકને બદલે એકવીસ નિશાળો ઉજ્જડ થવાની પરવા નથી રાખતી. "

**ગુ.**—" જવું હોય તો જજો પણ આવા વરસાદમાં ક્યાં જશો ! શીયાળો આવવા દ્યો ને પછી જેમ ગમે તેમ કરજો. શું, ઘર મૂકીને જતાં તમને દુઃખ નથી થતું ? "

**સ.**—" બ્હેન, દુઃખ કેમ ન થાય ? હું શું માણુસ નથી ? પણ આખી ઉમ્મરનાં બળ્યાં કરતાં ઘડીક વારનું દુઃખ સારૂં. જો ઢીલ કરીશ તો મોહોકાણ વળી જશે, કારણકે હમણાં જે કામ સમજાવ્યાથી થશે, તે પાછળથી મ્હોટી લઢાઈ કરે પણ થવાનું નથી. માટે બને તેમ વ્હેલાં જવું જોઈએ. "

**ગુ.**—" શું, તમ્હારી સાસુએ જવાની રજા આપી ? "

**સ.**—" જો કે ખુશીથી રજા તો નહિ જ આપે, તો પણ મ્હારાં સાસુ બિચારાં સમજુ છે. હું સમજાવીશ તો મ્હારી ખાત્રી છે કે ના નહિ કહે. "

પછી એક દિવસે સદ્‌ગુણલક્ષ્મીએ પોતાની સાસુને વાત કરી, અને જવાની જરૂર હતી તેથી ત્હેમણે પણ હા કહી. આખરે સદ્‌ગુણલક્ષ્મીને જવાનું નક્કી થયું. પોતાની માને પણ એક દહાડો બધી વાત કહીને રજા લઈ આવી તેમ જ જવાને બ્હાને પોતાની મ્હોટી બ્હેન નિર્ગુણલક્ષ્મીને ઘેર પણ ગઈ. ત્યારે ભોળાનાથે પૂછ્યું, " ભાભી, તમ્હેં જશો ત્યારે નિશાળનું શું કરશો ? "

**સ.**—" નિશાળ અને ઘર બધું તમારે હવાલે સોંપ્યું. જેમ તમને ગમે તેમ કરજો. "

**ભો.**—" વાહ ! કેવી મઝાની વાત ! નથી મ્હારે ઘર સાથે ઝાઝો વ્યવહાર કે નથી મ્હારે નિશાળ સાથે સંબંધ; ત્યારે હું તે શું કરી શકવાનો હતો. "

**સ.**—" સંબંધ રાખવો કે ન રાખવો તે તમ્હારા હાથમાં છે. મ્હેં તો હવે તમને સોંપ્યું. "

**ભો.**—" ભાભી, આ વાત તમ્હારે મ્હોંએ શોભતી નથી. બોલો, મ્હારૂં શું જોર ? ઘર તો તમ્હારી બ્હેને છોડાવ્યું, અને નિશાળ તો છોકરીઓની છે. છોકરાઓની હત તો હું ખુશીથી બધાને ભણાવત, પણ આમાં હું શું કરૂં ? "

**સ.**—" હવે તમ્હેં અને મ્હારી બ્હેન ઘેર આવીને રહો, કારણ કે સાસુજી એકલાં છે. "

**ભો.**—" તમ્હારી બ્હેનને સમજાવો. મ્હારી ક્યાં ના છે ? હું તો તૈયાર જ છું. "

**સ.**—" સમજાવવાની શી જરૂર છે ? બ્હેન ક્યાં નથી જાણતાં કે અહીં તો તમ્હારે એકલાને ખમવું પડે છે ? ન્હાનાં છોકરાં છે, ને સુખદુઃખ તો જાણે હોય જ, પણ વગરકારણે જુદાં રહેવું તે ઠીક નથી. હવે આગલી વાતોને ભૂલી જવી, પોતપોતાનામાં વઢવાડ કેવી ને અણબનાવ કેવો ? "

નિર્ગુણલક્ષ્મી તો આ તકની કેદહાડાની વાટ જોતી હતી, કારણ કે જુદું ઘર માંડીને ત્હેની મઝા તો હવે પોતે સારી પેઠે ચાખી ચૂકી હતી. તેથી તરત જ રાજી થઇને ત્હેણે હા કહી, અને સદ્‌ગુણલક્ષ્મીની સાથે બન્ને જણ ગયાં. ત્હેની સાસુ પણ આ જોઇને ખુશી થઈ. બધા કરતાં ગરીબ બિચારી મદનકુમારીને આ વાતથી બહુ જ ત્રાસ પડ્યો કે હવે શું થશે, પણ ત્હેની બ્હીક સદ્‌ગુણલક્ષ્મીનાથી છાની ન રહી. ત્હેણે એક પાસ મદનને સમજાવી કે હવે એમ નહિ થાય માટે ફીકર ન કરવી; બીજી પાસ પોતાની બ્હેનને સમજાવી કે મદન હવે મ્હોટી થઇ. માટે ત્હેને ઘડીઘડી ધમકાવવી નહિ, પણ ધીમેથી સમજાવીને કામ લેવું. નિશાળને માટે ભોળાનાથને કહ્યું કે " લખાવવું, વંચાવવું, એ બધું તો મદનકુમારી કરશે,

તમ્હેં ફક્ત ઉપરની સંભાળ રાખજો, ને નિશાળના ફંડનો હીસાબ મદન-કુમારીને કરી આપજો." નિશાળમાં પણ બધી છોકરીઓને કહ્યું કે "હું બે મહિના પરગામ જઉં છું તે માટે તમ્હારે ઉઠી જવાની જરૂર નથી. તમને મદનબ્હેન ભણાવશે, અને તમ્હેં ત્હેનું કહ્યું માનજો. હું બે મહિનામાં પાછી આવીશ. તમ્હેં બધાં તમ્હારી મેળે રોજની પેઠે જ આવતાં રેહેજો."

સદ્‌ગુણલક્ષ્મી ગાડીમાં બેશી સોનગઢ ગઇ. દુર્ગાનાથ તો ત્હેને જોઇને દિઙ્મૂઢ થઇ ગયો. આશ્ચર્યથી પૂછ્યું કે "ત્યાં બધાં ખુશીમાં તો છે ને ? કાંઈ મા સાથે લઢીવઢીને તો નથી આવી ?" સદ્‌ગુણ બોલી, "અર-રર ! એ શું બોલો છો ? શું સાસુજી મ્હારા જેવડાં છે કે હું ત્હેમની સાથે લઢું ? આટલાં વરસમાં કદીમ્હને કોઇ સાથે વઢતાં દીઠી છે ?"

હવે અહીંઆં દુર્ગાનાથે તો ખૂબ મોજ મઝા કરવા માંડી હતી. તે બધી વાતની સદ્‌ગુણલક્ષ્મીને ધીમે ધીમે ખબર પડવા માંડી. તે ઘણી જ બૂરી સોબતમાં પડેલો હતો. ત્હેના પગાર કરતાં ચારગણો ખર્ચ વધારે હતો. નાચ રંગ વગેરે ગાનતાનમાં પૈસો ખરાબ કરતો હતો. જો આવી રીતે વધારે દિવસ ચાલત તો નક્કી સાહેબને શક આવત, અને એની નોકરી જાત, પણ સદ્‌ગુણલક્ષ્મી બરાબર વખતસર જઇ પ્હોંચી. ધીમે ધીમે બાજી સુધરવા માંડી. ત્હેનો એક જ દાખલો આપ્યાથી વાંચનાર સમજી જશે કે સદ્‌ગુણલક્ષ્મીએ ત્હેને કેવી રીતે સમજાવ્યો અને કેવી રીતે સુધાર્યો.

કેટલાક દિવસ પછી સદ્‌ગુણલક્ષ્મીએ દુર્ગાનાથને પૂછ્યું કે "આપ-ણા ઘરમાંથી દરરોજ ચાર માણસને માટે ખાવાનું બ્હાર મોકલો છો તે માણસો કોણ છે ?" દુર્ગાનાથ બોલ્યો, "તે બિચારા ચાકરીના ઉમેદવાર છે, પોતાના વતનથી દૂર પડેલા છે તેથી મ્હેં ત્હેમને કહ્યું છે કે જ્યાં સુધી તમને ચાકરી ન મળે ત્યાં સુધી મ્હારે ત્યાં રહો." સદ્‌ગુણ બોલી, "શું હજી ત્હેમને નોકરી મળતી નથી ?" દુર્ગાનાથ બોલ્યો, "નોકરી તો મળે છે, પણ તેમના દરજ્જાથી ઉતરતી છે." સદ્‌ગુણ બોલી, "જ્યારે બીજાને માથે પડી રહેતાં, ને મફતનું ખાતાં દરજ્જો નડતો નથી, ત્યારે સાધારણ નોકરી કરતાં દરજ્જો શાનો નડે છે ? જેવી મળે તેવી કરવી જોઇએ."

દુર્ગાનાથ બોલ્યો, " શું, આબરૂથી ઉતરતી નોકરી કરે ? એવું બને જ કેમ ?" સદ્દગુણ બોલી, " બીજાને માથે પડી રેહેવાય છે, ને મફતનું ખવાય છે. તે જેમ બને છે તેમ એ પણ બને. જો આમ કોઇને ઘેર ખાતાં શરમ ન આવી તો ત્હેને બીજું કામ કરતાં શરમ શી ? મ્હને લાગે છે કે આ લોકો સારી રીતભાતના નથી, માટે ત્હેમને કહો કે જોઇએ તો નોકરી કરો નહિ તો જાઓ." દુર્ગાનાથ બોલ્યો, " મ્હારાથી એમ કેમ કેહેવાય ? શરમ મૂકીને એવું હું તો કહી શકીશ નહિ." સદ્દગુણ બોલી, " તે લોકોને શરમ નથી તો તમ્હારે શરમ શાની ? અને આપવું ધાર્યું હોય તો બીજાં ઘણાં ગરીબો છે; પણ આવા લુચ્ચા લોકોને આપવાથી ફાયદો શો ? માટે કાંઇક યુક્તિથી એ લોકોને ખસેડવા જોઇએ."

આખરે સદ્દગુણલક્ષ્મીએ તે લોકોને કાઢયા તેમ જ ચાકરોમાં પણ જે ખરાબ હતા ત્હેમને કાઢી મૂકયા. પોતે દોઢ વરસ સુધી ત્યાં રહી અને બધું બરાબર કર્યું. તેવામાં ત્હેની માશીના દીકરાનાં લગ્ન હોવાથી તુળજાલક્ષ્મીનો ઘણો આજીજીભરેલો પત્ર આવ્યો, તેથી ત્હેણે જવાનો વિચાર કર્યો; પણ દુર્ગાનાથને એકલો મૂકીને જવું તે ઠીક નહિ. વિચાર કરતાં એક રસ્તો સુઝયો. તેથી દુર્ગાનાથને કહ્યું, " મ્હારે તો ત્યાં જવું પડશે, અને તમ્હેં અત્ર એકલા રહેશો તો ઠીક નહિ પડે. માટે તમ્હેં તમ્હારી માશીના દીકરાને અત્ર બોલાવીને તમ્હારી પાસે રાખો. એ પણ તમ્હારા જેવડો જ છે, તેથી તમ્હારા કામમાં મદદ કરશે, ને એમ કરતાં કંઈ જગા ખાલી હોય તો ત્હેને નોકરી અપાવી દેજો." તેથી પોતાના જતા પ્હેલાં ત્હેને કાગળ લખાવ્યો અને તે આવ્યો ત્યાર પછી પોતે સ્વદેશ તરફ ફરી. તે છોકરો કે જેને દુર્ગાનાથનો સોબતી કરીને રાખ્યો હતો તે દુર્ગાનાથ કરતાં બે વરસ ન્હાનો હતો, પણ સમજણમાં ચઢે તેવો હતો. તેથી સદ્દગુણલક્ષ્મી નિરાંતે ઘેર ગઇ.

ઘેર જતાં વચમાં સસરાનું ગામ આવ્યું. ત્યાં તે આઠ દિવસ રહી. પંડ્યાજીની ઉમ્મર હવે લગભગ સાઠ વરસની થવા આવી હતી' અને ત્હેમની નોકરીમાં મહેનત બહુ હતી. દરરોજ સ્હવારથી સાંજ સુધી ઘસડબોડો કરી, રાત્રે ઘેર આવતાં બહુ જ થાકી જતા હતા. આ જોઈ

સદ્‌ગુણલક્ષ્મીએ કહ્યું, "સસરાજી, હવે તમ્હારી ઉમ્મર આવી મહેનતને લાયક નથી. તમ્હેં નિરાંત કરીને નિવૃત્ત થાઓ. મ્હેં એક ચોપડીમાં વાંચ્યું હતું કે માણસે પોતાની જીંદગીના ત્રણ ભાગ કરવા. પ્હેલો હીસ્સો બાળપણનો, બીજો દુનિયાનાં કામોનો, અને ત્રીજો ઇશ્વરનો. હવે તમ્હેં ઘેર આવી ઇશ્વરભક્તિમાં કાળ ગાળો," પંડ્યાજી બોલ્યા, "પ્હેલાં તો મ્હારી જગ્યાએ કોઈ બરાબર કામ કરનાર નથી, ને બીજું સરદાર છોડે તેમ નથી." સદ્‌ગુણ બોલી, "શું મ્હોટાભાઈ આ કામ નહિ કરી શકે? અને સરદારને તમ્હેં ખરૂં કારણ કહેશો તો ઘણું કરીને તે ના કહેશે નહિ." પંડ્યાજી બોલ્યા, "તે કચેરીદરબારનું કામ શું જાણે?" સદ્‌ગુણ બોલી, "તે વાત ખરી છે, પણ હમણાં થોડાક દિવસ બોલવીને ત્હેમને તમારી સાથે રાખો, એટલે જોવાથી બધી વાતમાં ભોમીયા થઇ જશે. બીજા લોકો ફકત બે ચાર ચોપડીઓ શીખીને કચેરીમાં ગોઠવઈ જાય છે, તો મ્હોટા ભાઈ તો વધારે ભણેલા છે, ત્હેમને કેમ નહિ આવડે? આ વાત પંડ્યાજીને ગળે ઉતરી. તેથી સદ્‌ગુણલક્ષ્મી ઘેર ગઇ, ને તરત જ ભોળાનાથને પોતાની પાસે બોલાવ્યો. થોડાક દિવસમાં ભોળાનાથે બાપનું બધું કામ માથે લીધું, અને સરદાર પણ એનાથી ખુશ થયો. તે જોઈ પંડ્યાજીએ કહ્યુ કે "સાહેબ, હવે આ છોકરો તમ્હારી સેવામાં હાજર છે, માટે મ્હને હવે રજા આપો." તે સરદાર બહુ મ્હોટા દિલનો હતો. તેથી ત્હેણે પંડ્યાજીને વીસ રૂપૈયાનું પેન્શન જીવતા સુધી બાંધી આપ્યું, ને ભોળાનાથને તેની જગ્યાએ પૂરા પગારે રાખ્યો.

## મદનકુમારીને પરણાવવાના વિચાર.

સદ્‌ગુણલક્ષ્મી ઘેર આવી પ્હોંચી. હવે ત્હેણે મદનકુમારીને પરણાવવાનો વિચાર કર્યો. તેવામાં વિદ્યાકુમારી તથા ત્હેની મ્હોટી બ્હેન જયકુમારી ત્હેને મળવા આવ્યાં. થોડીક વાતચીત થયા પછી જયકુમારીએ કહ્યું, "સદ્‌ગુણબ્હેન! કેટલેબધે દહાડે આપણે મળ્યાં! મ્હારી બ્હેનને તમ્હેં ભણાવીગણાવી, ને તે તમ્હારી પાસે રહી, તેથી ત્હેને તો તમ્હારી માયા થાય, પણ અમને પણ એના જેટલું જ થાય છે." સદ્‌ગુણ બોલી, "બ્હેન, એમાં મ્હેં વધારે કશું કર્યું નથી." જયકુમારી બોલી, "વાહ

બ્હેન ! હું તો જીવતાં સુધી તમ્હારો ગુણ ભૂલવાની નથી. પરન્તુ શું કરૂં ? તમ્હેં અમ્હારી કંઈ વાત કબૂલ કરતાં નથી. અમ્હારી ચામડીના જોડા તમને શીવડાવી આપીએ, તો પણ ત્હમારો ઉપકાર વળે તેમ નથી." સદ્‌ગુણલક્ષ્મીએ કહ્યું, "પ્હેલાં તો મ્હેં કાંઇ મ્હોટું કામ કર્યું નથી, અને તેમ છતાં મ્હારા કોઈ કામથી તમ્હેં ખુશી થયાં હો તો, બાઈ સાહેબ ! તમને ઇશ્વરે બધી વાતે સંપૂર્ણ કર્યાં છે. ત્યારે અમને ગરીબને ખુશી કરી નાંખવાં એમાં શી મ્હોટી વાત છે ?" ત્યારે વિદ્યાકુમારી આશ્ચર્યથી બોલી.

વિ.—"ઓહો ! આજે તમ્હેં એ શું બોલ્યાં ? બોલો તમ્હેં જેમ કહેશો તેમ કરવા તૈયાર છિએ."

સ.—"સાંભળો બ્હેનો, હવે અહીં હું નિશાળની મહેતી નથી. તે બધું નિશાળ સાથે ગયું. હવે તમ્હેં પરણ્યાં, સાસરે જતાંઆવતાં થયાં. આ શહેરમાં તમ્હારાથી વધારે શ્રીમંત માણસ કોઇ નથી. માટે તમ્હારા સરખાના સબંધમાં આવીને, કોઈ પણ નાઉમેદ થાય તો ત્હેના ભાગ્યનો વાંક. માટે બ્હેનો, પ્હેલાં તમ્હેં મ્હને કબૂલાત આપો કે મ્હને નાઉમેદ નહિ કરો તો જ કહું. મ્હોટી મુશ્કેલીનું કામ છે. તે બ્હેનોએ જાણ્યું કે કાંઇ નોકરીચાકરીની વાત હશે. તેથી બન્ને જણે કહ્યું કે, "તમ્હારે માટે અને ત્હમારી સેવામાં અમ્હેં ખરા દિલથી હાજર છિએ. અમને તો ઘણી હોંસ છે કે અમ્હેં કાંઇક પણ તમ્હારૂં કામ કરી શકીએ, માટે જે હોય તે જરૂર કહો."

સ.—"ત્યારે સાંભળો બ્હેનો, મ્હારી એવી ઇચ્છા છે કે મદનકુમારીને તમ્હારાં ભાભી તરીકે કબૂલ કરો. જો કે આ કામ મ્હોટું તો છે, પણ તમ્હેં બે જણ ધારશો તો ત્હેમાં કાંઇ વાર નહિ લાગે. આ સાંભળી તે બન્ને બ્હેનો ચૂપ થઇ ગઈ, અને અહીં તહીંની વાતો કરીને તે વાત ઉડાવી દીધી, પરન્તુ આણીપાસ સદ્‌ગુણલક્ષ્મી કયાં કાચી હતી ? તે બે બ્હેનો જવા તૈયાર થઈ કે તરત ત્હેણે બન્ને જણનો છેડો ઝાલ્યો, અને કહ્યું કે "મ્હારા સવાલનો જવાબ નહિ આપો, ત્યાં સુધી તમને જવા નહિ દઉં." આ સાંભળી વિદ્યાકુમારીએ કહ્યું, "એમાં અમ્હારૂં શું જોર ? હજુ તો મ્હારો ભાઈ ન્હાનો છે, અને માબાપ છતાં બ્હેનોનું શું ચાલે ?" સદ્‌ગુણ બોલી, "મ્હોટી

બ્હેનો તે મા બરાબર છે, અને વિવાહ જેવું કામ કોઈની સલાહ વગર થતું નથી, માટે તમ્હારાં મા પણ તમને પૂછીને કરશે." વિદ્યાકુમારીએ કહ્યું, "હમણાં સુધી અમ્હારે ત્યાં એવી કશી વાત થઈ નથી." સદ્‌ગુણ બોલી, "તે ગમે તેમ હોય, પણ મ્હને હાનાનો જવાબ આપો." જયકુમારીએ કહ્યું, "વારૂ સદ્‌ગુણ બ્હેન, અમ્હેં તે કેમ કરીને હા કહી શકીએ ?" સદ્‌ગુણ બોલી, "જુઓ બ્હેનો, આવી વાતમાં પૈસો, રૂપ, અને ગુણ, એ ત્રણ જોવામાં આવે છે. હવે પૈસો તો અમો ગરીબની પાસે રહ્યો નથી, પરન્તુ રૂપ અને ગુણમાં મદનકુમારી કાંઇ કમ નથી."

**સ.**—"અને તે વિષે તો બ્હેન વિદ્યાકુમારી ! તમ્હેં સારી પેઠે વાકેફ છો. તમ્હેં ત્હેની સાથે રહ્યાં છો, માટે સાચું બોલો કે લખવું, વાંચવું, એ બધું મદનબ્હેનને આવડે છે કે નહિ ? કાંઈ મદનબ્હેન મ્હારાં નણંદ છે તે માટે જ નથી કહેતી, પરન્તુ તે છોકરીને ઇશ્વરે બધી વાતે સરખી બનાવી છે. કેમ બ્હેન વિદ્યાકુમારી હું ખોટું કહું છું ?"

**વિ.**—"શું તેજસ્વી ચન્દ્રની જોડ દુનિયામાં છે ? નહિ જ. તેમ જ મદનબ્હેનની જોડ પણ આખી દુનિયામાં નથી. હું ખરૂં જ કહું છું કે મદનકુમારીમાં એક પણ વાતની ખામી નથી."

**સ.**—"હવે રૂપનું પૂછતાં હો તો જેમ દરેક જણને નાક, કાન, આંખ, વગેરે હોય છે, તેમ જ ત્હેને પણ છે. તે પણ માણસ છે, અને હમણાં કરતાં યુવાવસ્થામાં વધારે ખીલશે."

**જ.**—"અરે બ્હેન, તમ્હેં મદનકુમારીને માણસ કહો છો ? નહિ, તે એક પરી જ છે. મ્હોટાં ઘરોમાં 'ઉંચી દુકાન ને ફીકાં પકવાન,' હોય છે, પરન્તુ મદનબ્હેનથી વધારે સ્વરૂપવાન અમ્હેં તો કોઈને જોતાં નથી. એની જોડ તો દુનિયામાં ઇશ્વરે પેદા જ નથી કરી."

**સ.**—"બ્હેનો, ત્યારે ફક્ત ગરીબાઈ સિવાય અમ્હારામાં શો અવગુણ છે ? જો કે ન્હાને મ્હોંએ મ્હોટી વાત છે, પણ આપણે બધાં આખરે તો એક જ કુટુંબનાં છિએ." બન્ને બ્હેનો બોલી ઉઠી, "હા, હા, તમ્હે અમ્હારાં મુરબ્બી છો, અને આખર પણ આપણે એક જ લોહીનાં છિએ, જુદાં નથી." સદ્‌ગુણલક્ષ્મી બોલી, "ત્યારે હવે વાર શાની છે તે કહો."

વિ.—"ઠીક, આજે અમ્હેં એ વાત ઘેર કરી જોઈ શું, પછી તમને હા નાનો જવાબ દઈ શું."

સ.—"વાત નહિ, વાત તો હું પણ કરી શકું છું. પણ ખરા દિલથી મદદ કરો, ને એટલી મ્હારી ઇચ્છા છે તે પૂરી કરો." બન્ને બ્હેનોએ તેમ કરવાની હા કહી, અને ત્યાંથી વિદાય થયાં. પોતાને ઘેર જઈ કેવી રીતે કહેવું ત્હેનો વિચાર કરવા લાગ્યાં."

બીજે દિવસે સદ્ગુણલક્ષ્મી સુન્દરને મળવા ગઈ, અને એક મ્હોટો ભારે રેશમી રૂમાલ કે જેમાં તદ્દન ઝીકચળકથી ભરત ભરેલું હતું, અને તે સોનગઢથી લાવી હતી, તે સુન્દરને ભેટ કર્યો. આ જોઈ સુન્દરે કહ્યું, "બ્હેન તમ્હેં મ્હને બહુ શરમીંદી કરો છો. અમ્હારે તમને આપવું જોઇએ, ત્હેને બદલે ઉલટું તમ્હેં અમને આપો છો." સદ્ગુણ બોલી, "મ્હેં એ રૂમાલ ખાસ તમ્હારે માટે જ ભરાવ્યો છે, માટે કૃપા કરી તે કબૂલ રાખશો એવી આશા રાખું છું."

સુ.—"હું એને એક સુન્દર નમુના દાખલ લઉં છું, પણ ઇશ્વર જાણે છે કે મ્હને આ લેતાં કેટલી શરમ આવે છે. તમ્હેં તમ્હારી કાંઇક ઇચ્છા તો કહો કે જેથી અમ્હેં ખુશી થઇએ." આટલી વાત થતાં જ સદ્ગુણલક્ષ્મી હાથ જોડીને ઉભી થઈ, અને પોતાની ઇચ્છા નમ્રતાપૂર્વક જણાવી. સુન્દરે તે સાંભળીને કહ્યું, "સારૂ, પણ તમ્હેં બેસો તો ખરાં." સદ્ગુણ બોલી, "હું આપનો જવાબ સાંભળીશ ત્યારે બેસીશ." સુન્દરે હાથ પકડીને સદ્ગુણલક્ષ્મીને બેસાડી દીધી."

સુ.—"જુઓ, દીકરાદીકરીનાં લગ્ન કરવાં તે મુશ્કેલીનું કામ છે. કુંભારને ત્યાંથી હાંલ્લું લઇએ છિએ તોપણ ઠોકી વગાડીને લઇએ છીએ, ત્યારે આ તો આખી ઉમ્મર સુધી બન્નેને જોડવાં, તે સહેલી વાત નથી. માટે હું એના બાપની તથા મ્હારાં મ્હોટાં બ્હેનની સલાહ પૂછીને, જે હશે તે કહીશ. વળી મ્હારો પુત્ર હજી બાળક છે. ત્હેનાં લગ્નની શી ઉતાવળ છે?"

સ.—"ગજા કરતાં વધીને મ્હેં આ સવાલ કર્યો છે. મ્હારી પાસે ગરીબી અને આજીજી સિવાય કંઇ આપવાનું નથી. ફકત તમ્હારી મહેરબાની જોઇએ છિએ." જો કે સુન્દરે મ્હોંએ તો કાંઈ કહ્યું નહિ, પણ

ત્હેની ઢબથી જણાયું કે આ વાત ત્હેને અણગમતી ન્હોતી. જતી વખતે સદ્‌ગુણલક્ષ્મી બન્ને બ્હેનોને ઇસારત કરતી ગઇ કે હવે આ વાત તમ્હારા હાથમાં છે.

ત્હેના ગયા પછી બન્ને બ્હેનોએ મદનકુમારીનાં પુષ્કળ વખાણ કર્યાં, અને તેથી સુન્દર ખુશ થઈ ગઈ. શાન્તાને એક નણંદની છોકરી હતી. શાન્તાનો વિચાર તે છોકરીનો વિવાહ બ્હેનના પુત્ર સાથે કરવાનો હતો, પણ હજી મ્હોંએથી કોઇને કહ્યું ન્હોતું. તેટલામાં તો સુન્દરે આ વાત કહેવરાવી ને જવાબ માગ્યો, તેથી તે ગભરાઈ ગઇ ને કહ્યું કે, “ હું વિચાર કરીને જવાબ દઈશ. ” બીજે દહાડે પોતે જ બ્હેનને ઘેર ગઈ, અને વાત નીકળી ત્યારે કહ્યું કે, “ ક્યાં તમ્હેં ને ક્યાં પંડ્યાજી ? આકાશપાતાળની બરાબરી કેમ થાય ? એ વાત અહીં કોણ કહી ? એટલી બધી હિમ્મત કોણ કરી ? ”

**સુ.**—“સદ્‌ગુણલક્ષ્મી પોતે જ અહીં આવ્યાં હતાં. ત્હેમણે કહ્યું. ” તરત જ શાન્તા વિદ્યાકુમારીને લઇને સદ્‌ગુણલક્ષ્મીને ઘેર દોડ્યાં, અને કહ્યું, “ સદ્‌ગુણલક્ષ્મી તમ્હેં આવાં અક્કલવાળાં થઇને એટલું ન સમઝ્યાં કે લગ્નવિવાહ તો બરાબરીયાંમાં જ શોભે. હમણાં એક જણને ત્યાંથી માગું આવ્યું હતું, ત્હેની ના એટલા માટે કહી કે ત્હેણે સોનાનો ખાટલો રીતમાં આપવાની ના કહી. માટે તમ્હેં તે વારૂ શી રીત આપશો, તે કહી ઘો. ”

**સ.**—“ બાઈ સાહેબ ! મ્હેં તો ફક્ત છોકરીના વિવાહ માટે વાત કરી હતી, કાંઈ આપવાલેવાની વાત નથી કરી. તમ્હેં બરાબરીયાં વિષે પૂછોછો તો એ જ કહેવાનું કે દોલત તો અમ્હારી પાસે નથી. તમ્હારે ચોથે હિસ્સે પણ નથી. પરન્તુ રીતભાતની તમ્હારે શી ફીકર છે ! તમ્હારે છોકરો પરણાવવો છે, કાંઈ છોકરી નથી આપવી કે ત્હેનો નિભાવ શી રીતે થશે એવી ફીકર હોય. ”

**શા.**—“તોપણ બરોબરીયાં જોઇને વાત કરી હોય તો સારૂં દેખાય. ”

**સ.**—“ બાઈ, ભૂલ માફ કરજો, પણ દોલતનો અહંકાર ઇશ્વરને ગમતો નથી. ”

**શા.**—"તમ્હેં ગુસ્સો કરો છો તે કામમાં ન આવે, પણ બીજા કોઇ સાથે ત્હેનો સંબંધ કરજો."

**સ.**—"બાઇ, મ્હારી તાકાત શી કે હું ગુસ્સો કરૂં? મ્હને તો ઉલટી ઉમેદ હતી કે તમ્હેં મ્હને મદદ કરશો, પણ ત્હેને બદલે તમ્હેં જ ઉલટાં તોડી પાડશો એમ જાણતી ન્હોતી. દોલતમાં અમ્હેં બરાબરીયાં નથી, તેમ હુન્નરમાં તમ્હેં અમ્હારા બરોબરીયાં થઈ શકશો નહિ. ત્યારે ફીકર શાની છે? એક વાત તમ્હારી ઓછી છે, ને એક વાત અમ્હારી ઓછી છે. આવી વહુ દુનિયામાં શોધી જડવાની નથી ને બીજા સાથે લગ્ન કરવાં હોય તો ત્હેની શી કમી છે? છોકરાઓને છોકરીઓ ઘણી ને છોકરીઓને છોકરાઓ ઘણા. પણ મ્હેં તો એમ ધાર્યું હતું કે હુન્નર અને દોલત એ સાથે મળવાથી વધારે દીપી નીકળશે. હુન્નર અમીરોને લાયક છે, માટે જો તમને પસંદ પડે તો ઠીક છે, નહિ તો તમ્હારી નણંદની છોકરી છે ત્હેની સાથે નક્કી કરજો, એટલે તમ્હારે બરાબરીનો વાંધો નહિ આવે."

**શા.**—"ના રે ના, તે તો હજી બાળક છે. ત્હેના વિવાહની શી ઉતાવળ છે?"

હવે શાન્તા ઘેર જવા ઉઠયાં, અને વિદ્યાકુમારી જે ત્હેમની સાથે જ આવેલી હતી, પણ અત્યાર સુધી મૂગી મૂગી બેશી રહી હતી ત્હેને કહ્યું કે "ચાલો બ્હેન." વિદ્યાકુમારીએ કહ્યું, "માશી, તમ્હેં જતાં થાઓ, હું થોડીવાર રહીને પછી આવીશ." હવે શાન્તા તો એકલાં ગયાં, એટલે વિદ્યાકુમારીએ સદ્ગુણલક્ષ્મીને કહ્યું,

**વિ.**—"સદ્ગુણ બ્હેન, અમારા ઘરમાં બધાંની મરજી છે, પણ ફકત માશીજ ના કહે છે. એ મ્હોંએથી ના કહે છે તે ભલે, પણ ત્હેમની મતલબ તો પોતાની નણંદની છોકરીના વિવાહ કરવાની જ છે, અને તેટલા જ માટે આ વાતની ના કહે છે."

**સ.**—"હવે તો નશીબની વાત છે. જ્યારે એ વચ્ચે આવે છે, ત્યારે અમ્હારૂં શું ચાલવાનું છે? બાકી, બ્હેન વિદ્યાકુમારી, મ્હેં તો કાંઈ ખોટો વિચાર કર્યો ન્હોતો. બન્નેનું એક જોડું થાત. તમ્હારૂં આટલું મ્હોટું ઘર, અને ઈશ્વરનો આપેલો એક જ છોકરો. જે કાંઈ સંપત્તિ છે, તે બધી

હેની છે. ત્યારે એવા મ્હોટા કારખાનાને સંભાળવા માટે અક્કલ હોશિયારીની પણ જરૂર છે. મદનકુમારી ગરીબ ઘરની છે, તો શું થયું ? ઈશ્વરની મેહેરબાનીથી સર્વે વાતે સંપૂર્ણ છે. વળી બ્હેન વિદ્યાકુમારી, એટલું પણ ધ્યાનમાં લેવાનું કે લગ્ન વિવાહ તો પારકે ઘેર જ શોભે. ઘરમાં ને ઘરમાં સગામાં જ કરીએ, તો પછી લ્હાવો શું લેવાનો ? પારકી જગ્યાએ કરીએ તો સારૂં દેખાય."

**વિ.**—"સદ્‌ગુણબ્હેન, મ્હેં અને મ્હારી બ્હેને બાને સારી પેઠે કહેલું છે, અને આ બધી વાત હું જઈને ફરીથી કહીશ. મ્હને લાગે છે કે વાત ઠરશે ખરી. હવે શાન્તાએ ઘેર જઇને બ્હેનને મ્હોંએ પતરાજી કરી કે "હું તો એને મ્હોંએ કહી આવી કે અમ્હારી ને તમ્હારી બરોબરી ન કહેવાય; કાંઇક વિચાર કરીને બોલવું જોઇએ." હવે શાન્તાના મનમાં તો પોતાની નણંદની છોકરીને ગોઠવવાનું મન થાય, પણ કહેતાં જીભ ઉપડે નહિ. છેવટે વિચાર કર્યો કે પુરૂષો માંહ્યમાંહ્ય વાત કરશે, પછી સ્ત્રીઓનું શું જોર ? એમ વિચારી ઘેર ગયાં. પછી સુંદરે પોતાની બન્ને પુત્રીઓને પૂછ્યું કે "તમારો એનો શો વિચાર છે ?"

**વિ.**—"બા, તમ્હેં નક્કી માનજો કે માશી ના કહે છે ત્હેનું કારણ બરોબરીનું નહિ પણ પોતાની નણંદની છોકરીનું અહીં નક્કી કરવું છે એ છે."

**સુ.**—"ત્યારે હવે શું કરવું ? તમ્હારા ભાઇને તો જરાક પૂછી જુઓ. જયકુમારીએ ભાઇને બોલાવ્યો ને પૂછ્યું કે "કેમ ભાઈ, તમ્હારા લગ્નની તૈયારી થાય છે તે જાણો છો ? તમને આ બેમાંથી વિશેષ કોણ ગમે છે ? અમ્હેં તો મદનકુમારીને પસંદ કરીએ છિએ." તે વખતે તો ત્હેણે માની શરમને લીધે જવાબ દીધો નહિ, પણ પછીથી બ્હેનોને ખાનગીમાં કહ્યું કે "હું પણ ત્હમારા જ મતને મળતો છું, એટલે મદનકુમારીને જ પસંદ કરૂં છું." પછી આ વાત માને જણાવતાં વિદ્યાકુમારીએ કહ્યું.

**વિ.**—"રૂપ, ગુણ, અક્કલ, ને હોશિયારીમાં તો મદનકુમારીથી કોઈ ચ્હડતું નથી, એમ હું ખાત્રીપૂર્વક કહું છું. હા ! તમ્હેં જાણો કે સોનાનો ખાટલો મળે, પણ તે તો એ બિચારાં ગરીબો પાસે નથી. બાકી તે સિવાય સર્વ છે."

સુ.—" બ્હેન, આપણે મુખ્ય તો છોકરીને જોવાની છે. ઈશ્વરની કૃપાથી આપણા ઘરમાં કંઈ વાતની કમી નથી. ત્યારે આપણે વધારે રીતને શું કરવી છે ? "

જ.—" ત્યારે હવે ઢીલ શીદ કરો છો ? બોલાવો જોશીને ને જોવરાવો મુહૂર્ત. "

વિ —"જો કે તે લોકો ગરીબ તો છે, પણ સદ્‌ગુણબ્હેન બહુ હોશિયાર છે. મ્હોંએથી તે બોલતાં નથી માટે શું ? પણ જરૂરને ટાંકણે રીત કરતાં પણ વધારે કરશે એવાં છે. "

સુ.—"ઠીક છે, તમ્હારા પિતાજી આવશે ત્યારે ત્હેમને પૂછી જોઈશું."

વિદ્યાકુમારીના પિતા ઘેર આવ્યા, ત્યારે આ બન્ને બ્હેનોએ વાત કરી. તે પણ ખુશખુશ થઈ ગયા. પછી વાર શી ? તરત જ બન્ને બ્હેનો સદ્‌ગુણલક્ષ્મીને આ વધાઈ કહેવાને દોડી. સદ્‌ગુણલક્ષ્મીની સાસુ તો તદ્દન આ વાતથી અજાણ્યાં જ હતાં, એટલે આ બે બ્હેનોને દોડતી આવતી જોઇને પૂછ્યું, " અરે બાઈ સાહેબ, આટલાં કેમ દોડો છો ? " તે બોલી, " અમ્હે તો સદ્‌ગુણબ્હેન પાસે જઇએ છિએ. "

વિ.—" લ્યો સદ્‌ગુણબ્હેન, વધામણીની વાત કહું. શું ઈનામ આપશો ! "

સ.—" ઈશ્વર તમને સદા આનન્દમાં રાખે. ઇનામ આપવાનું મ્હારૂં શું ગજું છે ? મ્હારૂં ઈનામ તે શુભ આશીર્વાદ છે અને તે તો હું રાતને દિવસ તમને આપુ છું. "

વિ.—" નહિ, નહિ, આજે તો અમ્હે જરૂર કાંઈક લેવાનાં. " પછી ત્હેણે બધી વાત કરી.

સ.—" દીવાળી, લે આ પાંચ રૂપૈયાની મીઠાઈ લઈ આવ. બરફી, પેંડા, હલવો, તથા બીજી જે સારી હોય તે જરૂર લઈને જલ્દી આવજે. થોડી વારમાં મીઠાઈની ટોપલીઓ આવી પ્હોંચી. ત્હેમાંથી બધાંએ સારી પેઠે ખાધી, ને વધી તે બધી નિશાળમાં મોકલી. હવે તો બન્ને બ્હેનો ઘેર ગઈ, ને સદ્‌ગુણલક્ષ્મી પોતાની સાસુને કહેવા દોડી.

સ.—" સાસુજી, હજી તમને મદનકુમારીની કાંઈ ફીકર નથી થતી !"

**સા.**—"શી ફીકર કરૂં ? મ્હારા મનમાં તો ઘણું યે થાય છે, પણ કંઇથી માગું આવે ત્યારેકની ? એક ઠેકાણું મનમાં ધારી રાખ્યું છે તેથી જ્યારેત્યારે ત્યાં કરીશ."

**સ.**—"ત્હેની ઉમ્મર કેવડી છે ? શું તે મદનકુમારીને યોગ્ય છે ?"

**સા.**—"ત્હેની ઉમ્મર તો વધારે છે. તે મદનના મ્હોટા ભાઇ જેવડો છે."

**સ.**—"ત્યારે શું ત્હેની જોડે ત્હેનાં લગ્ન કરશો ? બન્નેનાં વરસમાં કેટલો બધો ફેર છે ?"

**સા.**—"ત્યારે હું શું કરૂં ? બીજે ક્યાં ય મ્હને સૂઝતું નથી. તમને કંઇ સૂઝતું હોય તો કહો."

**સ.**—"આપણે વિદ્યાકુમારીના ભાઈ સાથે નક્કી કરીએ તો કેમ ? તે ઘર અને વર બન્ને સારાં છે."

**સા.**—"અરે, એ વાત સ્વપ્ને પણ બનતી હશે ? ક્યાં ત્હેમનું ઘર ને ક્યાં આપણી ઝુંપડી ? વળી આજે ત્હેમને ત્યાં એટલી દોલત છે કે શહેરમાં ત્હેમની બરોબરીયું કોઈ નથી, અને આપણે તો રહેવાનું ઝુંપડું પણ બરાબર નથી !"

**સ.**—"એ દોલતમંદ છે, પણ હજાર દોલતની એક દોલત તે ખૂબસુરતી છે,—ને બીજી જોઇએ તો હુન્નર છે, અને તે બન્ને મદનનામાં છે. ત્હેમના કુટુંબમાંથી આપણી મદન જેવી એક તો શોધી લાવે. જુઓ જોઇએ મળે છે ? અને જાતમાં આપણે કાંઈ ઉતરતાં નથી."

**સા.**—"બાપુ, ગમે તેવો હુન્નર હોય પણ હમણાં તો દોલત મ્હોટો હુન્નર થઈ પડ્યો છે, ને આપણાથી એવું કહેવાય જ કેમ કે મ્હારી છોકરી ખૂબસુરત છે? માટે એ વાતનો તો વિચાર જ ન કરવો. પ્હેલાં સોનાનો ખાટલો રીતમાં આપવો હોય તો પછી ત્હેમની સાથે લગ્ન કરવાનો વિચાર કરવો. ઘણીએ ખૂબસુરતો પાણી ભરે છે, ને બદસુરતો રાણી થઈને બેસે છે. એ તો નશીબની વાત છે."

**સ.**—"તે તો ખરૂં છે, પણ કદાચિત્ તે લોકો હા કહે તો તમ્હારી શી મરજી છે ?"

**સા.**—"પણ મ્હોટે ઘેર લગ્ન કરીએ તો ખર્ચ પણ કાંઈક વધારે કરવો જોઇએ, અને ન કરીએ તો સાસુનણંદો મ્હેણું મારે. માટે બાપુ, એ વેલો માંડવે ચઢે તેમ લાગતું નથી."

**સ.**—"પણ એ વેલો માંડવે ચઢે ને વર તોરણ આવે તો કેમ ! ને મ્હેણું મારશે એવી તો તમ્હારે ફીકર જ ન કરવી, કારણ કે વિદ્યાકુમારી અને જયકુમારી મદનકુમારીને સારી પેઠે ઓળખે છે. એકએકની માયા છે અને તે છતાં શું વિવાહ થશે એટલે આંખે પાટા બાંધીને બેસશે ? વિદ્યાકુમારી તો ત્હેની સાથે સગી બ્હેન પેઠે વર્તે છે, અને તેમ છતાં કોઈ કડવો શબ્દ કહેશે તો મ્હને શું મ્હોં દેખાડશે ? વળી સો વાતની એક વાત એટલી જ કે, સાસુનણંદો પણ હવા જોતી રહે છે. છોકરાને રીઝેલો જોશે તો કોઈની તાકાત નથી કે મદનકુમારીને આંખ કાઢીને જુએ."

**સા.**—"ત્યારે તમ્હારી શી મરજી છે ! કંકુ ને ચોખા લઇને લગ્ન કરાવી આવું ?"

**સ.**—"ના, હું કાંઈ તેમ કહેતી નથી, પણ લગ્ન લેખે જે નકામાં ખર્ચ કરે છે તે ન કરવાં. હમણાં એક ઠેકાણે મ્હેં જોયુંતું તે માણસે ફક્ત બેચાર સગાંને બોલાવીને રીત પ્રમાણે લગ્ન કરી નાંખ્યાં. રીત–ભાત રોકડે રોકડી આપી, ને લગ્ન થયા પછી ૫૦૦) રૂપૈયા લાવીને છોકરીને જમાઈ આગળ મૂકયા, ને કહ્યું કે "લ્યો ભાઈ, મારી કમાઇમાંથી તમ્હારા નશીબનું આટલુંજ હતું. અગર જો હું ચ્હાત તો એટલામાંથી લુગડાં–ઘરેણાં બધું કરાવી શકત, પણ મ્હને એમ લાગ્યું કે રોકડા આપવા તે વધારે સારૂં છે. હવે તમને ગમે તેવી રીતે તે વાપરો, અને સુખી થાઓ." જો મ્હારૂં ચાલે તો હું પણ એવી જ રીતે લગ્ન કરૂં."

**સા.**—"ના રે બાપુ, એટલો બધો ગજબ તો ના કરશો. હવે મ્હારે ઘરડે ઘડપણ એટલી એકની એક છોકરીનાં લગ્ન કરવાં છે. હું તે હવે

કેટલા વર્ષ જીવવાની હતી ? શીહાઈ ગઈ ને સફેત આયા, માટે બાપુ એમ કરશો નહિ.”

**સ.**—“નહિ, મ્હારા કહેવાની મતલબ એવી નથી, પણ એટલું તો ખરૂં જ કે એક પાઈનું પણ કરજ કરવું નહિ. ને હવે સાસુજી ! ખરી વાત કહું ? હું સોનગઢથી આવી હતી તે દિવસની આ વાતની જ ગોઠવણ કરતી હતી. અને હમણાં વિદ્યાકુમારી ને જયકુમારી દોડતી દોડતી એ જ વાતની વધામણી ખાવા આવી હતી. શાન્તાએ પોતાનું ચાલ્યું એટલું કર્યું, પણ ઇશ્વરની કૃપાથી ઘરમાં બધાંની મરજી હતી એટલે ત્હેનું ફાવ્યું નહિ, માટે હવે બને તેમ ઉતાવળથી લગ્ન કરી નાંખવાં.”

ત્હેની સાસુ તો આ વાત સાંભળીને બહુ જ આશ્ચર્ય પામીને બોલી કે “ઓહો ! આ વાત ખરી છે ? શું ત્હેનો એકનો એક છોકરો આપણા જેવાં નિર્ધનને ત્યાં તે પરણાવશે ?” સદ્‌ગુણે હા કહી. પછી પંડ્યાજી ઘરમાં આવ્યા. ત્હેમને પણ આ વાતની ખબર પડતાં બહુ જ આનન્દ થયો, અને થોડા દિવસમાં લગ્નની તૈયારીઓ થવા માંડી. તેવામાં વરવાળાંએ કહેવરાવ્યું કે “અમ્હારે ઘણા દિવસથી કાશીએ જાત્રા કરવા જવાનો વિચાર છે. માટે બને તેમ લગ્નની ઉતાવળ કરવી, ને આવતા મહિનામાં કરવાં.” સદ્‌ગુણલક્ષ્મીએ કહેવરાવ્યું કે “અમ્હારે સ્હેજસાજ પ્હેરામણી કરવી છે ત્હેની ગોઠવણમાં છિએ.” ત્યારે ત્યાંથી કહેવરાવ્યું કે, “તમ્હારે પ્હેરામણીની ચિન્તા કરવી નહિ. મ્હેં કાંઈ તે માટે વિવાહ કર્યો નથી. મ્હારે તો છોકરીની જરૂર છે. માટે તમ્હારે આપવા વિષે ચિન્તા ન કરવી.” હવે લગ્નનું તો નક્કી કર્યું, પણ પંડયાજી વિચાર કરે કે રૂપૈયાનું કેમ કરવું ? તેવામાં સદ્‌ગુણલક્ષ્મીએ પૂછ્યું કે “રૂપૈયાની શી ગોઠવણ કરી ?” તે બોલ્યા, “શું કરૂં ? કાંઈ સૂઝતું નથી. હજારીમલ્લ પાસેથી કરજે લેવાનો વિચાર કર્યો, પરન્તુ તે પણ બ્હાનાં કાઢે છે.” સદ્‌ગુણ બોલી, “ના ના, કરજ તો ન જ કરવું.” પંડ્યાજી કહે, “ત્યારે રૂપૈયા ક્યાંથી લાવું ? શું સ્હેજસાજ ખર્ચ કર્યા વગર પણ ચાલશે ?” તે બોલી, “હાલ તમ્હારી પાસે કેટલા રૂપૈયા છે ?” પંડ્યાજીએ કહ્યું, “ફકત ૫૦૦).”

સ.—"ઓહો ! ઘણા. કારણ કે ૩૦૦) રૂ. મદનબ્હેન માટે મ્હોટાભાઈ મોકલશે. તેમ જ એટલા સોનગઢથી પણ આવશે. ત્યારે ૧૧૦૦) તો થયા. વળી તે છતાં વધારે જોઈએ તો હું એક યુક્તિ બતાવું. તમ્હારે મ્હોટાભાઇને તેડવાને બ્હાને લાહોર જવું, અને આ લગ્ન વિષે સરદારને કાને વાત નાંખવી. જરૂર તે કાંઈક ચાંલ્લો કરશે." ટૂંકામાં સદ્‌ગુણલક્ષ્મીએ સસરાને લાહોર મોકલ્યા. સરદારે ત્હેમને જોઇને આશ્ચર્યથી પૂછ્યું. ઓહો ! પંડ્યાજી તમ્હેં ક્યાંથી ભૂલા પડ્યા છો ! ઘણે દિવસે તસ્દી લીધી ! શું કામ પડ્યું ?"

પં—સાહેબ, મ્હારી પુત્રીનાં લગ્ન છે તેથી ભોળાનાથને એક માસની રજા આપશો એવી વિનતિ છે, અને આપને તો કહી નથી શકતો કે તમો નામદાર પધારો, પણ આપના પુત્ર અમ્હારા શહેરમાં છે તે જો પધારવાની તસ્દી લે તો મ્હને મ્હોટું માન મળ્યું સમજીશ ને મ્હારી આબરૂ વધશે." સરદારે કહ્યું, "ભલે તે આવશે." પછી ભોળાનાથને એક માસની રજા આપી, ને પંડ્યાજીને આવતાજતાનું ખર્ચ આપ્યું તથા પોતાના પુત્રને પત્ર લખ્યો કે "મદનકુમારીને આપણી તરફથી ૧૦૦) રૂ. ચાંલ્લો કરજો." હવે રૂપૈયાની તો કમી ન રહી એટલે સદ્‌ગુણલક્ષ્મીને શું કહેવું પડે ? ત્હેણે બધી રીતે એવી તો સરસ ગોઠવણ કરી કે બધાં જોઇને આશ્ચર્ય પામી ગયાં. ટૂંકામાં, મ્હોટી ધામધુમથી લગ્ન થઈ ગયાં. સદ્‌ગુણલક્ષ્મીની સાસુની હોંસ પૂરી થઈ, અને મદનકુમારી સાસરે વિદાય થઈ. ત્યાં ત્હેનું નામ કાન્તાકુમારી પાડ્યું. ત્હેનાં લગ્ન પછી ત્હેનાં સસરાસાસુ વગેરે જાત્રા કરવા ગયાં. થોડા દિવસ મદનકુમારીની રીત-ભાત જોઈ ખુશખુશ થઈ ગયાં. "શું મોરનાં ઈંડાં કાંઈ ચિતરવાં પડતાં હશે ?" તેમ જ સદ્‌ગુણલક્ષ્મીની કેળવેલી ત્હેમાં કોઈ ખોડ કાઢી શકે ?

## સદ્‌ગુણલક્ષ્મી અને ત્હેનાં બાળકો.

આ વાત પૂરી કરતા પ્હેલાં એક વાત લખવાની જરૂર છે. તે એ કે સદ્‌ગુણલક્ષ્મી ન્હાની ઉમ્મરથી બાળકની માતા બની હતી. સદ્‌ગુણલક્ષ્મીને બાળકો ઘણાં થયાં, ઇશ્વરની મરજીથી તે જીવતાં રહ્યાં નહિ. ફક્ત એક જ

છોકરો મ્હોટો થયો થતો, અને તે વિદ્યાકુમારીની એકની એક છોકરી મધુરી કરીને હતી ત્હેની સાથે પરણ્યો હતો. તે છોકરાની પ્હેલાં એક છોકરો ને છોકરી મરણ પામ્યાં હતાં. છોકરાંની સંભાળ બહુ જ લેવાતી હતી. ખાવાપીવાનો વખત પણ મુકરર કરી રાખેલો હતો, અને બીજી બધી વાતનો પણ બંદોબસ્ત હતો. ચાર વરસનાં થાય કે તરત કાકાબળીયા કઢાવવામાં આવતા. ટૂંકામાં, જ્યાં સુધી માણસ કરી શકે ત્યાં સુધી ત્હેણે બંદોબસ્ત– સંભાળ રાખવામાં કચાશ ન રાખી, પણ નશીબ આગળ કોઈનું ચાલતું નથી. છોકરો ચાર વરસનો થઇને મરણ શરણ થયો. ત્હેને મરડો થયો, અને ઝાડા બંધ થવાની દવા આપી, પણ ત્હેમાંથી ઉધરસ ને સનેપાત થઈ ગયાં, જેથી આ હસતું, રમતું છોકરૂં સહજમાં જતું રહ્યું. હજી આ જખમ તાજો હતો તેવામાં જ છોકરી સાત વરસની હતી તે માંદી પડી. ત્હેને પણ ઝાડો એટલો થયો કે તે જીવ ગયો ત્યારે બંધ થયો. ઘણી ઘણી જાતનાં ઓસડ વેસડ કર્યાં, પણ મોત દવાને ક્યાં માને છે ? એક જ અઠવાડીયામાં છોકરી મરણ પામી. ત્હેના મરણથી સદ્દગુણને ઘણું જ દુઃખ થયું. એક તો છોકરી હતી, એટલે માની માયા વધારે હતી, અને ત્હેમાં પણ જાણે મરવાની હતી એટલે ત્હેનામાં ડહાપણ પણ બહુ હતું. માનાથી એક પળ પણ જુદી રહેતી નહિ; સાથે સૂતી ને સાથે ઉઠતી. સદ્દગુણલક્ષ્મીનો છોકરો મરી ગયો ત્યારે કોઈએ ત્હેને કહ્યું કે “ભૂત વળગ્યું છે, માટે કાંઈ મંત્ર જંત્ર કરો.” કોઇએ કહ્યું કે, “નજર પડી છે, ત્હેનો ચકલે ઉતાર મૂકાવો.” કોઈએ કહ્યું, “ડાકણ વળગી છે માટે માદળીયું મંગાવીને પ્હેરાવો તો જીવશે.” ઇત્યાદિ દુનિયાના લોકો બતાવતા હતા. પણ ધન્ય છે સદ્દગુણલક્ષ્મીને કે એવી રીતે એક ને બદલે બે બાળકો મરણશરણ થયાં, ચાર વરસનો પુત્ર ને સાત વરસની પુત્રી, પરન્તુ તે ઇશ્વર પર આસ્થા રાખીને બેઠી. જે કોઈ કહેતાં ત્હેને તે કહેતી કે “ઇશ્વરની મરજી હશે તો તે જીવશે ને ઇશ્વરની મરજી નહિ હોય તો આપણે શુ કરવાનાં હતાં !”

જ્યારે આ છોકરીને મરવાની ખબર સદ્દગુણલક્ષ્મીના પિતાએ જાણી ત્યારે ત્હેમને પણ ઘણી જ દિલગીરી થઇ, તો પણ સદ્દગુણલક્ષ્મીને દિલાસો દેવા માટે નીચે પ્રમાણે પત્ર લખ્યો. સદ્દગુણલક્ષ્મીના ઉપર ત્હેની ઘણી જ અસર થઈ.

# સદ્‌ગુણલક્ષ્મીના પિતાએ લખેલો કાગળ.

અ. સૌ. ચિ. બ્હેન સદ્‌ગુણલક્ષ્મી,

હમણાં જ મ્હને ખબર પડી કે પુત્રી પણ ત્હેના ભાઈ પાસે ચાલી ચાલી ગઈ છે. જો કે સાંભળીને મ્હને ઘણી જ દિલગીરી થાય છે, પરન્તુ મ્હને વધારે ચિન્તા તો ત્હારી થાય છે. ત્હને વધારે દુઃખ થયું જ હશે, પરન્તુ દરેક વાતમાં ધીરજ રાખીને ઇશ્વર ઉપર આસ્થા રાખવી. વળી વિચાર કરવો કે હજારો વરસથી એવી જ રીત ચાલતી આવી છે. ઇશ્વરનો હુકમ એવો છે કે જેટલાં જન્મે તેટલાં જરૂર મરે. હવે જ્યારે એક વાર મરવાનું તો છે જ, ત્યારે વ્હેલું કે મોડું; અથવા કોઇ દિવસ આપણે પોતે જ જઈ શું, તો કોઇ દિવસ આપણાં નજદીકનાં વ્હાલાં ગયાં તો તે માટે ફરીયાદ કરવાનું શું કારણ? આ બાબત ઉપર ખૂબ ધ્યાન આપીને વાંચજે ને ત્યારે ત્હને બરાબર સમજણ પડશે કે કોઈના મરવા માટે અત્યંત દિલગીરી કરવી ફાયદાકારક નથી.

જે માણસ સાથે જેવો સંબંધ હોય છે તેવું ત્હેના મરણ માટે દુઃખ ઉપજે છે. બીજાં ગમે તેવાં સારાં માણસોને મરણ પામેલાં સાંભળી આપણને બહુ દુઃખ થતું નથી, કારણ કે ત્હેની સાથે આપણને સંબંધ ન હોવાથી બહુ દુઃખ થતું નથી. તેમ જ આપણું ગમે તેવું સગું માણસ હોય પણ તેથી આપણને ગેરફાયદો થતો હોય તો આપણે ખચીત ઇચ્છીએ છિએ કે તે આપણાથી દૂર થાય તો સારૂં; અને ગમે તેવું પારકું માણસ હોય તો પણ તેથી આપણને ફાયદો થતો હોય તો એમ ઇચ્છીએ છિએ કે તે પાસે રહે તો સારૂં. જો કે તે લોકો આપણને કાંઈ આપતાંલેતાં નથી તોપણ આપણને એમ આશા રહે છે કે આપણે જરૂર પડશે તો આ કામમાં આવશે. હવે બાળકો ઉપર તો માબાપને પ્રેમ હોય જ. બાળકોને પાળીને મ્હોટાં કરવાને માટે જ ઇશ્વરે માબાપનામાં કાંઈ જુદી જ જાતની માયા મૂકી દીધી છે, પરન્તુ ન થાય તો મંતરધંતર કરવાં તે બધું મૂર્ખાઇનું કામ છે. બાળકોની ઇચ્છા દરેક જણને શા માટે થાય? પોતાના ફાયદા માટે જ. કોઇ એમ ધારે છે કે બાળકોથી આપણું નામ રહેશે. કોઈ એમ ધારે છે કે બાળકો

ઘડપણમાં અમ્હારી ચાકરી કરી મદદગાર થશે. કોઈ ધારે છે કે અમ્હારી માલ મીલકત તે ભોગવશે. હવે આમાંથી એક પણ ઇચ્છા પૂરી તો કોકને જ થાય છે, કારણ કે આવા વખતમાં સારાં છોકરાંઓ કોઈક જ હોય છે. ઉલટું, માબાપને દુઃખ દેનારાં તો ઘણાં નીકળે છે. આ બાબત વિષે પછીથી એક પુસ્તક લખીને ત્હને મોકલીશ. હમણાં તો ટૂંકામાં એટલું જ લખું છું કે બાળકો સાથે જે સંબંધ આપણે વધારી મૂકીએ છીએ તે આપણને જ નુક-શાનકારક છે. માટે બ્હેન, તમ્હેં તમ્હારી સંભાળ રાખો, અને તે દહાડા માટે તૈયારી કરો. કોઇને ખબર નથી કે કઈ પળે તેડું આવશે. કહે-વત છે કે "કરણી તેવી પાર ઉતરણી." માટે તમ્હેં તમ્હારૂં સંભાળો. ઇશ્વર પાસે એટલું માગો કે તે કીરતાર સર્વેને સારી બુદ્ધિ સૂઝાડે. એ જ.

લી. ત્હારા શુ. પિતાના આશીર્વાદ.

---

# આપણી કન્યાઓના હિત વિષે કેટલાક પ્રશ્નો.*

પૂજ્ય શ્રી સૌ. જમના બ્હેન,

તંત્રી, સ્ત્રીહિતોપદેશ.

આપનો તા. ૯–૧૦–૧૩ નો પત્ર મળ્યો. આપે પૂછાવેલા સવાલોના જવાબ ટૂંકાણમાં નીચે લખ્યા છે.

(૧) શિક્ષણ એટલે જીંદગીના ધર્મો બજાવવા માટેની તૈયારી. હવે પ્રશ્ન એ થાય છે કે આપણી કન્યાઓને જીંદગીમાં સ્ત્રીઓ તરીકે જે કામ કરવાનાં આવશે તે માટે હાલની કેલવણી ત્હેમને તૈયાર કરે છે? આનો ઉત્તર ચોખ્ખી રીતે નકારમાં જ આપવો પડશે. હવે બીજો પ્રશ્ન એ થાય છે કે હાલની કેલવણીમાં શી ખામી છે? અને શું કરવાથી તે દૂર થાય? મ્હોટે ભાગે આપણી હિન્દુ સ્ત્રીઓને ઘરકામ તથા સંસાર વ્યવહારના ધર્મો બજાવવાના હોય છે. એ માટે હાલની કેલવણી કોઈ જાતનાં સાધન પૂરાં પાડતી નથી. તેથી કન્યાકેલવણી સફળ કરવા માટે વ્યાવહારિક શિક્ષણ તથા નીતિનું શિક્ષણ પણ અપાવવાની ગોઠવણ થવી જોઇએ. આપણી કન્યાઓ ભણેલી અને સંસ્કારી થાય એટલું જ નહિ, પરન્તુ વ્યવહારમાં પણ નિપુણ થાય એ જરૂરનું છે. ટૂંકામાં, જૂનામાં જૂના વિચારની સ્ત્રીઓને પણ સંતોષ આપે એવી ઘરકામમાં ને સંસાર વ્યવહારમાં તેઓ કુશળ થવી જોઇએ, અને નવામાં નવા વિચારની સ્ત્રીઓને શોભે એવું વિદ્યાકળાનું સંસ્કારીપણું હોવું જોઈએ.

(૨) મ્હારો અભિપ્રાય એવો છે કે મ્હોટે ભાગે કન્યા ૧૬ વર્ષની થાય ત્યાં સુધી તેને શાળાનું શિક્ષણ અપાવું જોઇએ. જેને વધારે અનુકૂલતા હોય તે ભલે પોતાનો અભ્યાસ આગળ વધારે.

---

* મુંબાઈના ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડલ તરફથી પ્રકટ થતા "સ્ત્રી હિતોપદેશ" નો ખાસ અંક, ૧૯૧૪.

(૩) હાલની સ્થિતિ જોતાં કન્યાઓનું લગ્ન ૧૪ મે વર્ષે કરવામાં આવે તો સારૂં.

(૪) લગ્ન વખતે કન્યાની ઉમ્મર લગભગ ૧૪ વર્ષની અને વરની ઉમ્મર લગભગ ૨૦ વર્ષની હોય તો સારૂં. બન્નેની ઉમ્મર વચ્ચે ઓછામાં ઓછો પાંચ વર્ષનો અને વધારેમાં વધારે દસ વર્ષનો ફેર હોય તો ઠીક.

લે. આજ્ઞાંકિત

**સૌ. વસન્તબા ચન્દ્રશંકર પંડ્યાના**

પ્રણામ.

# શ્રી રામજયન્તી. *

બ્હેનો,

આજે “ **રામજયન્તી** ” નો ઉત્સવ હોવાથી આપણ સર્વ ભેગાં થયાં છિએ. સાધારણ રીતે પણ આપણ **રામનવમીનો** દિવસ સારો ગણીએ છિએ ત્હેનું કારણ એ જ કે મહાત્મા **રામચન્દ્રજીનો** જન્મ તે જ દિવસે થયો હતો. જેવી રીતે કૃષ્ણ ભગવાનનો જન્મ આઠમે થયેલો હોવાથી તે દિવસ “ **જન્માષ્ટમી** ” અથવા **ગોકળઆઠમ** ” કહેવાય છે તેવી રીતે આજનો દિવસ “ **રામનવમી** ” કહેવાય છે. હવે બ્હેનો, “ **રામજયન્તી** ” એટલે શું તે આપણ પ્હેલાં જાણવું જોઇએ. જેના જન્મથી દુનિયા જીતે છે, જેના જન્મથી દુનિયાનાં અનેક દુઃખો દૂર થાય છે, અને જેઓ દુનિયાના ઉદ્ધારક તરિકે મનાય છે તેવા પુરૂષોની જન્મતિથિએ જયન્તીનો ઉત્સવ થાય છે. જેમ આપણ હિન્દના વયોવૃદ્ધ **દાદાની** જયન્તી ત્હેમની જન્મતિથિએ ઉજવીએ છિએ તેવી જ રીતે **શ્રી** કૃષ્ણજયન્તીનો અને **શ્રી રામજયન્તીનો** ઉત્સવ આપણ ઉજવવો જોઇએ.

હવે તે ઉત્સવ ઉજવવાનું કારણ શું તે હું ટૂંકામાં કહીશ. મ્હારી સમજ પ્રમાણે તે એ છે કે આપણ તે સદ્‌ગુણી વીરનરના જન્મદિવસે આનન્દમાં રહેવું અને ત્હેમના સદ્‌ગુણોનું મનન કરવું. ઘણા દિવસ તેમ કરીશું તો કોઇક દિવસ પણ ત્હેમના સદ્‌ગુણોની છાયા આપણા ઉપર પડશે અને તેથી આપણ જગતમાં કાંઇક પણ સારાં કામો કરી શકીશું.

બ્હેનો, **રામ** અને **સીતા** એ બન્ને માટે આદ્ય કવિ **વાલ્મીકિએ** સંસ્કૃતમાં આખું રામાયણ લખ્યું છે. ત્હેનું ગુજરાતી ભાષાન્તર મ્હારી

---

* **મુંબાઇની ધર્મસંજીવની સભાની** સૂચનાથી ગુજરાતી હિન્દુ **સ્ત્રી**મંડલ તરફથી “ **શ્રી રામજયન્તી** ” ઉજવવા માટે તા. ૪ એપ્રિલ **૧૯૧૪** ને દિવસે કરવામાં આવેલા હિન્દુ **સ્ત્રી**ઓના સંમેલન આગળ **સૌ. જમનાબાઇ સક્કઇના** પ્રમુખપદ નીચે આપેલું ભાષણ.

ઘણી બ્હેનોએ વાંચ્યું હશે તેથી તે વિષે હું વધારે બોલવા માગતી નથી, પરન્તુ સીતાજીના જીવનમાંથી ત્રણ પ્રસંગો વિષે હું કાંઇક કહેવા માગું છું. ત્હેમાંના બે પ્રસંગો આપણે વખાણવા અને અનુકરણ કરવા જેવા છે, ને ત્રીજો દુરાગ્રહ તે આપણામાં હોય તો છોડી દેવા જેવો છે.

પ્હેલા પ્રસંગમાં ત્હેમનો મ્હોટો ગુણ એ કે તેઓ પતિવ્રતા, પતિને અખંડ પ્રેમથી ચ્હાનારાં અને ત્હેમના સુખદુઃખમાં સમભાગી હતાં. જેવી રીતે સંસારનું સુખ, રાજ્ય, વૈભવ ઇત્યાદિ પતિ સાથે ભોગવ્યું તેવી જ રીતે વનવાસનાં અનેક દુઃખ પણ સાથે જ ભોગવ્યાં, અને તે પણ પોતાની ઇચ્છા અને અને આગ્રહથી જ. કારણ કે ત્હેમને વનમાં ન જવા માટે ઘણું કહેવા–સમજાવવામાં આવ્યું હતું, છતાં તેઓ કેટલી વિનંતિ કરીને રામચન્દ્રજી સાથે વનમાં ગયાં હતાં. બ્હેનો, આપણામાંથી એવી રીતે દુઃખ ખમવાને કેટલી બ્હેનો તૈયાર હશે ?

બીજા પ્રસંગમાં ત્હેમનો મ્હોટો સદ્‌ગુણ ત્હેમની પતિ ઉપરની શ્રદ્ધા જણાય છે. જ્યારે રામચન્દ્રજી લંકાપતિ રાવણનો સંહાર કરી સીતાજીને દુઃખમાંથી છોડાવી અયોધ્યા નગરીમાં આવ્યા અને ત્યાં સીતાજીનાં દુઃખો ભૂલાવાનો પ્રસંગ આવ્યો તેવામાં જ લોકટીકાને માન આપી રામચન્દ્રે સીતાદેવીનો ત્યાગ કર્યો, અને તે પણ કેવે પ્રસંગે ? જ્યારે તેઓ સગર્ભા હતાં તેવે વખતે ! જે પ્રસંગ સાધારણમાં સાધારણ સ્ત્રીને પણ આનન્દમય બને છે તેવે વખતે સીતાદેવીને તે શોકમાં જ લીન બનાવી દે છે. જ્યારે ત્હેમના મનમાં કંઈ કંઈ નવીન આશાના અંકુરો ફૂટતા હતા ત્યારે ત્હેમને અર્ધેથી જ કાપી નાંખવામાં આવ્યા. ખરેખર ! આ દુઃખ ત્હેમને કેવું અસહ્ય લાગ્યું હશે તે આપણે કલ્પનાથી જ સમજી શકીશું. આ દુઃખ કરતાં ત્હેમને વનવાસ વિશેષ સુખમય લાગ્યો હતો; કારણ કે તે વખતે દેવ રામચન્દ્ર ત્હેમની પાસે જ હતા, અને આ તો પોતાની સગર્ભા સ્થિતિમાં ઘરબાર, સગાંવ્હાલાં, અને પોતાના પ્રિયમાં પ્રિય રામચન્દ્ર ત્હેમનો પણ વિયોગ અને તે પણ પતિએ હાથે કરીને આપેલો ! છતાં, બ્હેનો, લેશભાર પણ ત્હેમને રામચન્દ્રજી ઉપર ગુસ્સો ચઢ્યો નથી, ત્હેમના મનમાં સ્હેજ પણ રોષ રહ્યો નથી ને થયો પણ નથી એ કેટલું બધું ધન્ય-

વાદ આપવા લાયક છે. બ્હેનો, જેમણે "ઉત્તર રામચરિત" વાંચ્યું હશે ત્હેમને તો ખબર જ હશે, પરન્તુ જેમણે ન વાંચ્યું હોય ત્હેમને કવિ ભવભૂતિના "ઉત્તર રામચરિતનું" મણિલાલે કરેલું ગુજરાતી ભાષાન્તર વાંચવાની હું વિજ્ઞપ્તિ કરૂં છું. રામચન્દ્ર પણ સીતાદેવી માટે કાંઈ ઓછા દુઃખી થયા નથી,પરન્તુ તેઓ પણ ત્હેમને નિરપરાધી માનવા છતાં પાછાં બોલાવી શકતા નથી. સીતાદેવી તો એમ જ ધારે છે કે "હું અપરાધી છું," "મ્હારો ત્યાગ કર્યો ત્હેમાં મ્હારી જ ભૂલ હશે, પરન્તુ મ્હને સંભારીને પ્રભુ કેટલા દુઃખી થતા હશે !" બ્હેનો, પતિશ્રદ્ધા તે આનું નામ ! એવે વખતે પણ પતિની ભૂલ નહિ, પતિનો દોષ નહિ, પણ ફક્ત પતિની જ ચિન્તા કરતાં અને પતિનું જ ધ્યાન ધરતાં પતિના ગુણાનુવાદ ગાવા એ કાંઈ સ્હેલી વાત નથી.

હવે એક ત્રીજો પ્રસંગ રહ્યો તે વિષે હું થોડુંક બોલીશ. વનવાસમાં આવ્યા છતાં, સુવર્ણ મૃગ જોતાં ત્હેમના મનમાં જે મોહ ઉત્પન્ન થયો તે સર્વથા આપણો સ્ત્રીસ્વભાવ જ છે. કોઈકની સારી વસ્તુ જોતાં જ આપણને તે માટે મોહ થાય છે. કોઈક વાર આપણે ત્હેને ખીલવીએ છિએ ને કોઈક વાર દબાવી દઈએ છિએ, કારણ કે તે વસ્તુ આપણા ગજા ઉપરાંતની છે એમ આપણે વિચાર કરવાથી સમજીએ છિએ. સીતાદેવીને સુવર્ણમૃગ જોતાં મોહ ઉપજ્યો તે ઠીક, પરન્તુ રામ અને લક્ષ્મણના સમજાવ્યા છતાં જે ખોટો દુરાગ્રહ કર્યો તે આપણે ત્યજી દેવા જેવો છે. સીતા જેવાં પતિવ્રતા દેવીને માટે એ એક ખામી છે, ત્હેમના નિર્મલ ચરિત્રમાં તે એક દોષ રૂપ છે. માટે બ્હેનો, સીતાદેવીના ઉત્તમ ગુણોનું સ્મરણ કરતાં આવા દુરાગ્રહને અવશ્ય ત્યજી દેજો. તે દુરાગ્રહનાં, તે હઠનાં કેવાં માઠાં પરિણામ આવ્યાં તે તો તમ્હેં જાણો છો. ટૂંકામાં, સીતાજીના જીવનમાંથી ગ્રહણ કરવા લાયક અને ત્યાગ કરવા લાયક બાબતો સંબન્ધી આટલું બોલી હું બેસી જવાની રજા લઉં છું.

---

# જુગાર.*

વ્હેનો,

જન્માષ્ટમી જેવો શુભ દિવસ આપણી કેટલીક વ્હેનો જુગાર રમવામાં ગુજારે છે તે જાણીને સર્વને અત્યંત દિલગીરી થયા વિના રહેશે નહિ. જુગાર રમવાથી કેવું અનિષ્ટ પરિણામ આવે છે તે ખબર ન હોવાથી જ તેઓ રમે છે એમ મ્હારૂં ધારવું છે. જુગાર રમવાથી કેવી ખુવારી થાય છે, અને જુગાર રમવાના ચડસમાં ભલભલા માણસો પણ ધર્મને કેમ વિસરી જાય છે ત્હેનાં બે દૃષ્ટાન્તો આપણા ઇતિહાસપુરાણમાંથી અત્ર આપું છું.

( ૧ ) ધર્મરાજા જેવા પ્રતાપી અને ધર્મિષ્ઠ રાજા પોતાના પીતરાઇ કૌરવો સાથે જુગાર રમ્યા હતા, અને ત્હેમાં રાજ્ય, પાટ, ધન, દોલત એ સર્વ હારી જતાં છેવટે પણ રમવાની ઇચ્છા દાબી ન શકયા, તેથી "હાર્યો જુગારી બમણું રમે" એ કહેવત પ્રમાણે તેઓએ કર્યું. ત્હેમને લાગ્યું કે "વખતે છેલ્લી વાર જીતીશું તો સર્વ ગયેલી વસ્તુ પાછી મળશે." એ આશામાં ત્હેમણે નવી–ન ધારેલી–છેલ્લી સરત કરી. અને તે કેવી કઠણ ! સતી દ્રૌપદીને દાસી તરીકે આપવાની ! વ્હેનો, ધાર્યા કરતાં પરિણામ ઉલટું થયું, અને તે છેલ્લી બાજી પણ તેઓ હાર્યા. હવે તે સમાચાર જાણતાં દેવી દ્રૌપદી ને કેટલું દુઃખ થયું હશે તે કલ્પી શકો છો ? ભરસભા વચ્ચે તે સતીની લજ્જા કોણે રાખી ? શ્રી કૃષ્ણ ભગવાને જ. અને તે જ કૃષ્ણ ભગવાનની જયન્તીને દિવસે કંઈ પણ શુભ પરમાર્થી કામ કરવાને બદલે કેવળ જુગારમાં દિવસ ગુમાવવો એ કેટલું બધું દિલગીરી ભરેલું છે ?

( ૨ ) બીજું દૃષ્ટાન્ત નળરાજાનું છે. ત્હેમને પણ પોતાના ભાઇ સાથે જુગારમાં હારવાથી કેટલું કષ્ટ વેઠવું પડ્યું તે સર્વ કોઇ જાણે છે. વ્હેનો,

---

* મુંબાઇના "સોશિઅલ સર્વિસ લીગ"ની "જુગારનિષેધ કમિટી" તરફથી સ્ત્રીઓની સભા આગળ આપેલું ભાષણ.

ત્હેમણે દમયન્તી રાણીને વનમાં ન આવવા ઘણી રીતે સમજાવ્યાં હતાં, છતાં દેવી સીતાની પેઠે તેઓ પણ પતિ સાથે વનવાસ ભોગવવા દૃઢતાથી તૈયાર થયાં હતાં. પોતાનાં ન્હાનાં ન્હાનાં બે બાળકોને પોતાનાથી દૂર કરતાં સ્વાભાવિક રીતે ત્હેમને અતિશય દુઃખ થયું હતું. પરન્તુ તે દુઃખને ન ગણકારતાં બાળકોને સમજાવીને પોતાને પીયર મોકલી દીધાં. નિરાધાર બાળકો કોઈપણ રીતે માતાપિતાને મૂકી જવાને ખુશી ન્હોતાં. એ પ્રસંગ જેણે "નળ દમયન્તી" નાટક વાંચ્યું હશે ત્હેની આંખમાંથી ભાગ્યે જ આંસુ પડાવ્યા વિના રહ્યો હશે. બ્હેનો, એ બધું શાથી બન્યું ? ફક્ત જુગારથી જ. માટે એ ખરાબ ટેવમાંથી જેમ બને તેમ મુક્ત થવું એ આપણો ધર્મ છે. એટલું જ નહિ પણ જેમ બને તેમ બીજાં પણ ત્હેનાથી દૂર રહે તે માટે આપણે પ્રયત્ન કરવો જોઇએ.

જુગાર રમનાર હારે તો પોતે દુઃખી થાય છે, જીતે તો બીજાને દુઃખી કરે છે. માટે બન્ને રીતે જુગાર ત્યજી દેવા જેવો છે. ત્હેને બદલે કોઈ સારાં કામો કરવામાં કે નિર્દોષ આનન્દોમાં વખત ગાળવો જોઇએ. પરમેશ્વર સર્વને સુબુદ્ધિ આપો અને આ વાત સર્વનાં હૃદયોમાં ઠસાવો એટલું જ હું ઇચ્છું છું.

---

# પૂનાની એક ન્હાનકડી સ્હેલ. *

થોડા દિવસ ઉપર અમ્હે પૂનાની ન્હાનકડી સ્હેલ માટે ગયાં હતાં. ઘણા દિવસની અમ્હારી હૃદયેચ્છા પરિપૂર્ણ થઈ તેથી ઘણો આનન્દ થતો હતો. શુક્રવારે બપોરે ૧॥ ને શુમારે અમ્હે ઘેરથી નીકળી વિક્ટોરીયામાં બેઠાં અને બોરીબંદર સ્ટેશને ઉતર્યાં. અમ્હે દમ્પતી અને બે પુત્રીઓ મળી ચાર જણ જવાનાં હતાં. બીજાં બે બાળકો તેમ જ મ્હારા એક દિયર ઘેર હતા. ત્હેમને સાથે લઈ જઈ શકાય એમ ન્હોતું, તેથી ત્હેમને માટે વારંવાર અમને દિલગીરી થતી કે તે બિચારાંને આ સૃષ્ટિસૌન્દર્ય જોવાનો લાભ ક્યારે મળશે ?

અમ્હારી ટ્રેન પોણાત્રણે ઉપડતી હોવાથી, અમ્હે જરા ઉતાવળ કરી પ્લૅટફૉર્મ ઉપર ગયાં. ત્યાં મેલટ્રેન અમ્હારી વાટ જોતી ઉભી હતી. એ બાજુની રેલવેના ડબ્બા એકમેક સાથે જોડી દઈ વચ્ચે કમાનો કરેલી હોય છે. એટલે પ્હેલા ડબ્બાથી તે છેલ્લા ડબ્બા સુધી દરેક ઉતારૂની નજર પ્હોંચી શકતી હતી. વળી ત્હેમાં જોવા લાયક દેખાવોના તકતા જડેલા હતા. સ્ટેશન ઉપર અમને મળવા માટે અમ્હારા મિત્ર માસ્ટર મનસુખલાલ આવ્યા હતા. તેઓ ત્હેમના આનંદી સ્વભાવથી અમ્હારા કુટુંબમાં પ્રિય થઇ પડેલા હોવાથી ત્હેમને જોતાં સર્વને ખુશાલી થઈ. સ્ટેશન ઉપર ફરતા મેવા મીઠાઇવાળાની બૂમોથી મ્હારી ન્હાની પુત્રી પ્રમોદ, જે ચાર વર્ષની છે, ત્હેણે ત્હેની મીઠી ભાષામાં કાંઇક લેવા માટે સૂચના કરવા માંડી. "બા, નારંગી બહુ સરસ છે હો, ને આ સફરજન તો મ્હને બહુ જ ગમે છે. આપણે લઇશુંને બા ?" મ્હે જવાબ ન દીધો એટલે બીજી બાજુએ ફરી: "પિતાજી ! ઓ પિતાજી ! બોલોને, આમાંથી આપણે કાંઈ લઇશુંને ?" સ્હેજ મશ્કરી ખાતર એને ના પાડવામાં આવી, એટલે એનું મ્હોં ઉતરી ગયું, પણ ફરીથી પાછો પ્રયત્ન કર્યો "ત્યારે બીજું કાંઇ આવે તો લેશોને ?"

---

* સુન્દરી સુબોધ, સ્ત્રીઓના લેખોનો ખાસ અંક, ઈ. સ. ૧૯૧૪, ઑગસ્ટ.

અમને બધાંને આ સાંભળી હસવું આવ્યું. એને માટે તે બધું ક્યારનું મંગાવી દીધું હતું ને તે વાતચીત દરમ્યાન માસ્ટર લઇને આવ્યા હતા, જે જોતાં એને બહુ હર્ષ થયો. થોડીવારમાં સામસામા "આવજો, આવજો" ના પોકાર વચ્ચે ટ્રેન ઉપડી. બપોરનો વખત હોવાથી તે વખતે દેખાવ ધ્યાન ખેંચનારો ન લાગવાથી મ્હેં જરાવાર નિદ્રાદેવીની ઉપાસના કરી.

ગાડીમાં એક ખાસ કૉમ્પાર્ટમેન્ટમાં ચ્હા, કૉફી ફ્રૂટ્સ્ ઇત્યાદિ વેચ-નારની જગા રાખેલી હોય છે. ત્હેમાં બે માણસ અને બે ઓરડી હતી. વળી ત્હેમાં તેઓની બધી વસ્તુઓ મૂકવા માટે સારી સગવડ હતી. ચાલતી ગાડીએ આ માણસ બધાને પાંચ મિનિટમાં ચ્હા કેવી રીતે બનાવી આપે છે, તે અમ્હેં જઇને જોયું હતું. એક માણસ તે કોટડીમાં બેસી રહે છે, ને બીજો માણસ છેક છેડા સુધી ફરીને બૂમો પાડી જાય છે કે "ચ્હા, કૉફી." વળી ફ્રૂટ હાથમાં લઇને ફેરી મારી જાય છે. અમ્હેં ત્હેની પાસેથી થોડાં ફ્રૂટ્સ્ લીધાં, અને ત્હેની રૂમ જોવા ગયાં. ઉનાપાણીનો સંચો હોય છે એવો જ એક મ્હોટો બંબો હતો, ત્હેમાં ગૅસની બત્તી હોવાથી કળ ફેરવતાં જ જોસમાં બત્તી શરૂ થતી, ને પાણી ગરમ થઈ જતું. તે ગરમ થયેલું પાણી કાચની ચ્હાદાનીમાં ચ્હા નાંખીને જરૂર જેટલું પ્યાલા ભરીને રેડતો. થોડી વાર ઢાંકી મૂકીને પછી ગાળી આપતો હતો. જેને બિસ્કિટ જોઇએ ત્હેને તે પણ મળી શકતાં હતાં. ચ્હા કરતાં કૉફીનો ભાવ બમણો હતો.

ધીમે ધીમે સ્હાંજ પડવા માંડી તેમ તેમ દેખાવ બહુ જ રળીયા-મણો લાગવા માંડ્યો. આસપાસ ખેતરો અને ન્હાનાં ન્હાનાં નાળાં મૂકીને હવે ઉંચે ચઢવાનું હોવાથી, પર્વતો, ખીણો અને મન્દમન્દ પવનની લ્હેરો વચ્ચે અમ્હેં રસ્તો કાપતાં હતાં. જેમ પૃથ્વી ગોળ હોવા છતાં આપણને તે જણાતી નથી તેવી જ રીતે અમ્હારી ગાડી ધીમે ધીમે ઉંચે ચડતી હોવા છતાં અમને સપાટ સીધી જ લાગતી હતી. ફક્ત નીચે નજર કરતાં અમ્હેં ખેતરોની સપાટીથી દૂર ઉંચે લાગતાં હતાં તેથી જ ખાત્રી થતી હતી. કરજત સ્ટેશન આવતાં આખી ટ્રેનમાં દીવા સળગાવી દેવામાં આવ્યા, કારણ કે આગળ જે અંધારી ટનલોમાં જવાનું હતું ત્હેની એ સૂચક તૈયારી હતી. વળી ત્હેની બીજી તૈયારી રૂપે કરજતથી એક આગળ અને બીજું પાછળ

એમ બે એન્જીન જોડવામાં આવે છે, તેથી ગાડીનો દેખાવ દબદબાવાળો લાગતો હતો. તે આપણી આણીપાસની ગાડીઓનાં એન્જીનો કરતાં દેખાવમાં તદન જુદાં હોય છે. ત્હેમને ઘાટનાં એન્જીન કહેવામાં આવે છે. બોરીબંદરથી પૂના સુધીમાં લગભગ ૨૦ ટનલો આવે છે. પર્વતમાંથી ફક્ત ગાડીને માટે જ કોરીને રસ્તો કાઢેલો હોવાથી ત્હેમાં તદન અન્ધકાર ફેલાયલો હોય છે, અને નાગની ફેણ પેઠે ફુંફાડા મારતું એન્જીન ત્હેમાં પળવારમાં અદશ્ય થઇ જાય છે. કોઇ કોઈ લાંબી ટનલો બાદ કરતાં બીજીમાંથી તો તરત જ તે બ્હાર નીકળે છે.

એ નવીન મુસાફરીનો આનંદ ભોગવતાં સ્હાંજના પાંચ સ્હાડાપાંચને શુમારે અમ્હેં રીવર્સિંગ સ્ટેશને આવી પ્હોંચ્યાં. ત્યાંથી જાણે અમ્હેં આવેલે રસ્તે પાછાં જતાં હોઇએ એમ તે જ દિશા તરફ ગાડી ચાલવા માંડી. ઓહો ! શું તે સ્હાંજનો સુન્દર, મનોહર દેખાવ ? વાદળાંથી વાતો કરતા પર્વતની હાર, અને પર્વતના મુકુટમણિ જેવો અસ્ત પામતો સૂર્ય, લીલાં વૃક્ષોની આવતીજતી હાર, અને ઉંડી ઉંડી પથ્થરની ખીણો જોતાં હૃદયમાં કુદરતના અનેક રંગથી રંગાતું ચિત્રપટ ખડું થતું. ધીમે ધીમે સ્હાંજ પડી, વાયુનો વેગ વધતો ગયો, સૂર્યદેવ અદશ્ય થયા, ચન્દ્રનું દર્શન થયું, અને રાત્રિ પડતાં પૂના સ્ટેશને દેખાવ દીધો. અમ્હેં ટ્રેનમાંથી ઉતરીને પાસે જ આવેલી શેઠ મોરારજી ગોકુળદાસની ધર્મશાળામાં ગયાં. શેઠ સાહેબની મહેરબાનીથી અમને ધર્મશાળામાં ત્હેમની પોતાની જ રૂમ્સ વાપરવા મળી હતી. ત્હેને માટે અમ્હેં શેઠસાહેબનો અન્તઃકરણપૂર્વક આભાર માનીએ છિએ.

એ ધર્મશાળાના વહીવટ કરનાર એક દક્ષણી વિઠ્ઠલરાવ કરીને આડધે ઉમ્મરના માણસ છે. તેઓ બહુ સમજુ અને કાર્યકુશળ માણસ છે. અમ્હારે માટે ત્હેમને પ્હેલાં પત્ર લખેલો હોવાથી ત્હેમણે સર્વ સગવડ કરી રાખી હતી. રાત્રે તો સૂવાનાં બિછાનાં, પીવાનું પાણી અને બત્તી એટલું જ બસ હતું. અમ્હેં થોડી વાર વિશ્રાન્તિ લઈ અગાશીમાં ગયાં ને ત્યાં ફરી સ્હેસાજ વાત કરી. ત્યાંથી પૂના શહેરનો દેખાવ બહુ રમણીય લાગતો હતો. નીચે આવી સાથે આણેલા ડબ્બામાંથી રુચિ પ્રમાણે ખાધું.

બીજે દિને સ્હવારમાં ચ્હા પી, વાસણ વગેરે વિઠ્ઠલરાવ પાસેથી લઈ અમ્હેં બે ટાંગા ભાડે કરી માર્કેટમાં ગયાં સીધું અમ્હેં મુંબાઈથી જ સાથે બાંધી લીધું હતું તેથી અમને બહુ સગવડ થઇ. માર્કેટની રચના બહુ સારી હતી. એક ભાગમાં બધા ફ્રૂટ્સવાળાની દુકાનો હતી. બીજી બાજુએ શાકભાજીવાળાની દુકાનો હતી. ત્રીજી બાજુએ ફળફુલાદિકની દુકાનો હતી. માર્કેટથી થોડે દૂર એકએ ગલી મૂકીને જતાં "તુલસીબાગ" અને ત્હેની પાસે જ "બેલબાગ" નામે મ્હોટાં મંદિરો જોયાં. ત્યાં કેટલાંક દક્ષણી સ્ત્રીપુરૂષો ભજન કરતાં હતાં. સ્ત્રીઓ વધારે હતી. મૂર્તિ ઉપર એટલું અંધારૂં પડતું હતું કે ધારી ધારીને જોયા પછી જ દર્શન થતાં હતાં. ત્યાંથી પાછાં માર્કેટમાં આવી શાક વગેરે જરૂરની વસ્તુઓ લઇને એક લૅન્ડો ગાડી ભાડે કરી અમ્હેં સૌ ઘેર આવ્યાં. વાસણ વગેરે બીજું બધું ધર્મ-શાળામાંથી બધાંને મળી શકે છે. અમ્હેં પ્હેલાં થોડો નાસ્તો કરી લીધો ને પછી રસોઈની તૈયારી કરી. રસોઈ થયા પછી અમ્હેં સૌ સાથે જ જમવા બેઠાં. ખરેખર, એ પણ એક લ્હાવો છે.

અમ્હેં જમીપરવારી થોડીવાર વિશ્રાન્તિ લઈ ફરવા ગયાં. અમ્હેં "બંડગાર્ડન" જવાનો વિચાર કર્યો હતો. તે વખતે ધારેલું કે "બંડગાર્ડન" બહુ દૂર નહિ હોય, એટલે સાંજનો વખત છે તેથી ચાલતાં જવાની મઝા પડશે, પરન્તુ ધાર્યા કરતાં તે બમણું દૂર લાગ્યું. રસ્તો મજાનો હતો. બંગલા અને આસપાસની ન્હાની ન્હાની વાડીઓથી સુન્દર સુશોભિત કૅમ્પાઉન્ડ નીહાળતાં અમ્હેં છેક સંધ્યાકાળે "બંડગાર્ડન" આવી પ્હોંચ્યાં. ત્યાં કુદરતની અકળકળા દૃષ્ટિગોચર થઇ. મૂળા અને મૂઠા નામે બે નદીઓનો એકત્ર થયેલો પ્રવાહ વહે છે. તે જગાની મધ્યમાં એક મ્હોટી પાળ બાંધેલી છે. તે પાળ-બંધ-ઉપરથી એટલા જોસમાં પાણી પડે છે કે ત્હેનો ઘૂઘવાટ મ્હોટા એન્જીનને મળતો આવે છે. અહા ! શું સુન્દર તે દેખાવ ! સ્હામે પાસે જ મ્હોટા પર્વતોની હાર, અને ત્હેની નીચે મ્હોટા ઝરા જેવું સ્વચ્છ નિર્મળ નદીનું પાણી, અને ત્હેની જોડે બાગની શોભા નિહાળતાં હૃદય ધરાતું જ નથી. પરન્તુ મ્હને અને ચિ. પ્રમોદને પુષ્કળ થાક લાગેલો હતો ને વળી અધુરામાં પૂરૂં તે બાજુ ભાડાની ગાડી ન હોવાથી અમ્હેં સ્હેજવાર બેશી, તરત જ પાછાં જવાને ઉઠયાં. ઘેર આવતાં હું પોતે તો તદ્દન થાકી ગઇ હતી.

ત્રીજે દિવસે રવિવારે સ્હવારે અમ્હેં પર્વતી માતાનાં દર્શન કરવા માટે ચ્હા પીને આઠ વાગ્યે લૅન્ડો ગાડીમાં બેઠાં. બજારની મધ્યમાં થઈ અમ્હારી ગાડી ચાલી તે વખતે દુકાનવાળા પોતાની દુકાનો સ્વચ્છ કરવામાં રોકાયા હતા. કેટલાકો લીંપણ હોવાથી લીપીને સ્વચ્છ કરતા, કેટલાક પાટીયાં હોવાથી ધોઈ વીછળીને સાફ કરતા હતા, તે જોતાં બહુ સંતોષ થયો. વળી આગળ ચાલતાં કેટલાંક મકાનનાં નળીયાં તદ્દન જુદી જ જાતનાં દેખાયાં. જાણે કોઠીકએલાં હોય તેવાં કાળાશ પડતાં ભૂખરા રંગ જેવાં દેખાતાં હતાં. કેટલાંક આપણે ત્યાં હોય છે એવાં પણ હોય છે, ને વિલાયતી નળીયાં કેટલાક મ્હોટા બંગલા ઉપર જ હતાં. અમ્હેં ધીમે ધીમે પર્વતી આગળ આવી પ્હોંચ્યાં. ત્યાંના દેખાવો તથા રસ્તા વગેરે કાઠીયાવાડને ઘણા મળતા આવે છે. તળેટીમાં ગાડી ઉભી રહે છે. થોડું ચાલ્યા પછી ચઢવાનું હોય છે. પગથીયાં ચઢતાં ઢાળ બહુ હોવાથી મ્હને થાક બહુ લાગતો હતો, તો પણ કાંઇક આનંદ થતો હતો. ધીમે ધીમે બેસતાં અને આસપાસની અપૂર્વ શોભા નીહાળતાં અમ્હેં ઉપર ચઢયાં. જેમ જેમ ઉપર ચઢતાં તેમ તેમ પૂના શહેરનો દેખાવ બહુ આનંદકારક લાગતો હતો. આજુબાજુ આવેલી ખીણો, પર્વતો, અને વૃક્ષોની સુરમ્ય ઘટા જોતાં અમ્હારાં નયનને તૃષાતુર મનુષ્યની પેઠે તૃપ્તિ થતી ન્હોતી.

વળી ખાસ કરીને તે સર્વ દેખાવોમાંથી એક બાળપણનું ચિત્ર ખડું થતું હતું. કાઠીયાવાડમાં જૂનાગઢ શહેરમાં મ્હારા પરમપૂજ્ય પિતાજી રા. છગનલાલ હરિલાલ પંડ્યાને નોકરી હોવાથી અમ્હેં ત્યાંનાં સ્થળોથી અજ્ઞાત તો ન જ હોઇએ. તે બાજુના અને આ બાજુના દેખાવો ઘણા મળતા હોવાથી મ્હને મ્હારા બાળપણના દિવસો યાદ આવે ત્હેમાં શું આશ્ચર્ય! જૂનાગઢના ગિરનાર પર્વતથી ભાગ્યે જ કોઇ અજાણ્યું હશે. ગિરનારની યાત્રા કરી આવ્યું હશે ત્હેને આમાં ખાસ નવીનતા નહિ લાગે, પરન્તુ ઝીણી દષ્ટિએ જોતાં નવીનતા પણ જણાય. પર્વતીમાતા ( પર્વતના ઉપર હોવાથી જ ત્હેને પર્વતી કહે છે ) ની મૂર્તિ સોનાની છે, ને નીચે મહાદેવજીનું લિંગ છે. વચમાં માતાજીનો ઘુમ્મટ છે. તે આસપાસ ઓસરીની ચારે બાજુ ચાર ન્હાની ન્હાની દહેરીઓ છે. ત્હેમાં એકમાં સૂર્ય, બીજામાં ગણ-

પતિ, ત્રીજામાં વિષ્ણુ, અને ચોથામાં પર્વતીની જૂની મૂર્તિ છે. બાજુ ઉપર ફરતી પથ્થરની અગાશી છે. હેના દેખાવથી હૃદય પ્રફુલ્લિત થાય છે. ત્યાંથી ઉતરતા પ્હેલાં પાસે જ બીજાં બે મંદિરો છે. હેમાં એક કાર્તિક સ્વામીનું હોવાથી હેમાં સ્ત્રીઓને જવા દેતા નથી. બીજું વિષ્ણુ ભગવાનનું મંદિર છે. ત્યાં દર્શન કરી અમ્હેં નીચે ઉતર્યાં. ઉતરતી વખતે પણ બહુ સંભાળીને ઉતરવું પડે છે. જો પગ ખસ્યો તો જાય છેક નીચે. પરન્તુ તે વખતે થાક લાગતો નથી. ઉલટો હેની અપૂર્વ શોભાથી પૂર્ણ સંતોષ થતો હતો. ત્યાંથી ઘેર આવી ભોજનવિધિથી પરવારી અમ્હેં જરા આરામ લીધો.

સ્હાંજે પાંચ વાગ્યે ગાડીવાળો વખતસર હાજર થયેલો હોવાથી, અમ્હેં હેમાં બેશી, “ એમ્પ્રેસ ગાર્ડન ” જોવા ગયાં. તે પણ બહુ વિશાળ અને સુન્દર બાગ છે. વળી બાગની મધ્યમાં પગથીઆં હોય છે તે ઉપરથી આખા બાગની શોભા શાન્તિથી નીહાળી શકાય છે. હેમાં એક બાજુએ ન્હાનો હોજ છે; હેમાં કમળનાં ફૂલ ઉગેલાં હતાં તે જોતાં આનન્દ થયો. થોડીવાર ફરી અમ્હેં ઘેર આવ્યાં અને ઉપરની અગાશીમાં સુન્દર ખીલેલી ચન્દનીમાં બેશી વાર્તાવિનોદ કરતાં નાસ્તો કરી લીધો. પછી નીચે જઇ નિદ્રાધીન થયાં.

ચોથે દિવસે સોમવારે અમ્હેં પ્રોફેસર કર્વેનો “ વિધવાશ્રમ ” જોવા જવાનાં હતાં. હેને માટે આઠ વાગ્યે પરવારી નીકળ્યાં. પ્હેલાં માર્કેટમાં જઇને કંઇક મુંબાઈ લાવવા માટે લેવાની ઇચ્છા હતી. તે લઇને પછી “ વિધવાશ્રમ ” તરફ ગાડી લેવડાવી. સાડા દસ વાગ્યે અમ્હેં ત્યાં પ્હોંચ્યાં. મિસિસ નામજોશી કરીને બાઈ ત્યાં છે હેમણે અમને ફરીને બધો આશ્રમ દેખાડ્યો. હેમાં એક વિધવાઓને માટે અને બીજો પરણેલી અને વગર પરણેલી બન્ને માટે આશ્રમ છે. તેમાં ન્હાવાધોવાની, રહેવાની તથા ભણવાની તેમ જ જમવાની સર્વ જાતની સારી સગવડ હતી. વળી તે એવી તો એકાન્ત જગામાં છે કે હેને સંસારની જંજાળ કાંઈ પણ હરકતકર્તા ન થઈ પડે. ખરેખર, પ્રોફેસર કર્વેના આત્મત્યાગનું આ શુભ પરિણામ છે. એવા પરમાર્થી પુરૂષોની તેમ જ મિસિસ નામજોશી અને મિસિસ આથવલે જેવાં આત્મત્યાગી મનુષ્યોની આપણે બહુ જરૂર છે. પ્રભુ

તેમનો આશય ફલીભૂત કરો, અને તેઓ વિજયી બનો એ જ પરમકૃપાળુ પરમાત્મા પાસે પ્રાર્થના છે. મિસિસ કર્વેને પણ અમ્હેં મળ્યાં, અને આનંદથી આશ્રમની મુલાકાત પૂર્ણ કરી પાછાં ફર્યાં. ઘેર આવી ભોજનવિધિથી પરવારી સર્વ સામાન તૈયાર કરી લીધો. બીજે દિવસે સ્હવારમાં જ અમ્હારે મુંબાઈ તરફ ઉપડવાનું હોવાથી વાસણ વગેરે ત્યાંનો સામાન વિઠ્ઠલરાવને સોંપી દીધો, અને અમ્હારી ટ્રંક તૈયાર કરી નિદ્રાધીન થયાં. મંગળવારે પ્રાતઃકાળમાં પાંચ વાગ્યે ઉઠીને દાતણપાણીથી પરવારી કપડાં પ્હેરી બીસ્રો બાંધી લીધો. મજુર પાસે સામાન ઉચકાવી અમ્હેં સ્ટેશન ઉપર વખતસર હાજર થયાં. ત્યાં લોકોની પુષ્કળ ભીડ હોવાથી અમ્હેં મોડાં આવ્યાં હત તો જગા મળવી મુશ્કેલ હતી. બરાબર સાત વાગ્યે ગાડી ઉપડી અને કુદરતની સુન્દર રચના જોતાં, અને ત્હેનું હૃદયપટ ઉપર સોનેરી ચિત્ર આલેખતાં અમ્હેં બપોરે અગીઆરને દસ મિનિટે બોરીબન્દરના સ્ટેશને—મુંબાઈ—ઉતર્યાં.

---

## જુગાર.

સુજ્ઞ બ્હેનો,

મુંબાઈની અંદર કેટલાંએક વર્ષથી "સોશિઅલ સર્વિસ લીગ" એટલે "સમાજ સેવામંડળ" એ નામનું મંડળ સ્થપાયું છે. ત્હેનો મુખ્ય હેતુ આપણા સમાજની ખામીઓ દૂર કરવાનો અને બીજા સુધરેલા સમાજોમાં સારા ગુણો હોય તે આપણા સમાજમાં દાખલ કરવાનો છે. આપણામાં જન્માષ્ટમીના તહેવારના દિવસોએ જુગાર રમવાનો બહુ ખરાબ ચાલ દૃષ્ટિગોચર થાય છે. ત્હેને માટે આ મંડળ તરફથી "જુગાર નિષેધક કમિટી" નીમાય છે. ત્હેમાં મ્હારી કેટલીક ઉત્સાહી બ્હેનો અંતઃકરણપૂર્વક ભાગ લે છે તે જોઈ ઘણો આનંદ થાય છે. તે કમિટી દર વર્ષે જુદી જુદી જગાએ ભાષણો કરાવી, હૅન્ડબિલો વ્હેંચાવી, લોકોને સારો રસ્તો દેખાડવા પ્રત્ન કરે છે. તે બહુ વખાણવા જેવું છે. એવી જ રીતે હોળીના તહેવારોમાં જે ખરાબ શબ્દો બોલાય છે અને ગાળાગાળી થાય છે, તે બંધ કરવા માટે પણ આ મંડળ તરફથી "હોલિકા સંમેલન કમિટી" સ્થપાય છે. આ "જુગાર નિષેધક કમિટી" માં સ્ત્રીઓ તથા પુરૂષો બન્ને ભાગ લે છે, પરન્તુ "હોલિકા સંમેલન કમિટી" માં એકલા પુરૂષો જ ભાગ લે છે. ત્હેનું કારણ તો આપ સર્વ બ્હેનોને સુવિદિત જ છે. હોળીના દિવસોમાં બીભત્સ શબ્દો બોલવામાં માત્ર પુરૂષો જ ભાગ લેછે. પણ આ જુગારમાં તો પુરૂષો ઉપરાંત આપણી બ્હેનો પણ થોડેઘણે અંશે ભાગ લઈ દોષિત બને છે. એટલે તે બ્હેનોને અસરકારક રીતે દાખલાદલીલથી સમજાવીને સુધારવી તે આપણી ફરજ છે.

મ્હારી કેટલીક બ્હેનોને એમ લાગતું હશે કે નિર્દોષ આનંદને ખાતર થોડુંક રમીએ ત્હેમાં શું ? પરન્તુ ન્હાની બાબતમાંથી આગળ જતાં બહુ મ્હોટી ભયભરેલી આફતો આવી જાય છે, અને "હાર્યો જુગારી બમણું રમે" એ કહેવત અનુસાર ધીમે ધીમે થોડું થોડું કરતાં વધારે રમવાની લાલચ થાય છે. કેટલીક વાર તો રોકડ રકમના અભાવે દાગીના ઉપર સરત બકાય છે એમ મ્હેં સાંભળ્યું છે. જો કે દરેક જણ જીત-

વાની આશાથી જ રમે છે, પરન્તુ જ્યારે તેઓ દુર્ભાગ્યથી હારી જાય છે ત્યારે ઘરનાં માણુસો આગળ તે વાત કહેતાં સ્વાભાવિક રીતે લજ્જા આવે છે, અને તેથી એક પાપ કર્યાં પછી જૂ઼ઠું બોલવાનું બીજું પાપ ત્હેમને કરવું પડે છે. તે દાગીનો કંઇક પડી ગયો, ખોવાઈ ગયો, ઇત્યાદિ ગમે તેમ જૂઠું બોલવું પડે છે. સમજુ માણુસોને તો જીતનારને માટે પણ ખેદ જ થાય છે. ધારો કે એક વખત આપણે જીત્યાં, અને સ્હામા માણુસની વસ્તુ લીધી. હવે તે વસ્તુ આપતાં સ્વાભાવિક રીતે તે માણુસને દુઃખ થાય છે. સરત બકતી વખતે ત્હેને હારવાનું ભાન હોતું નથી, પણ ત્હેની ખરેખરી કીમ્મત પછી જ અંકાય છે. છેવટે ન ચાલ્યે નીસાસો નાંખીને તે વસ્તુ સાચા માણુસને આપી દેવી પડે છે, અને તે છતાં છેવટ લગી રમવા તૈયાર થાય છે. દર વખતે તે હારે છે છતાં એકાદ વખતની જીત મળતાં ખુશી થઈ જાય છે, અને તે વખતે પોતાને હારવાથી જે દુઃખ થયું હતું તેવું જ સ્હામા માણુસને થશે એ વાત ત્હેને જરાકે યાદ આવતી નથી. એવી રીતે "વારા ફરતી વારો ને મ્હારા પછી ત્હારો" એ કહેવત પ્રમાણે જુગારમાં છેવટે બધાં દુઃખી થાય છે. માટે મ્હારી જે બ્હેનો તે રમવાની લાલચ રાખતી હોય ત્હેમણે ગમે તે રીતે મન મારીને તે રસ્તેથી દૂર જ રહેવું જોઇએ. સાંભળ્યું છે કે ભાટીયા અને લુહાણા કોમમાં આ બદી વિશેષે કરીને ફેલાયલી છે. તો તે કોમની સમજુ બ્હેનો ત્હેને માટે બનતો પ્રયત્ન કરશે એવી આશા છે.

અસલમાં ઘણાં વર્ષ પ્હેલાં પાંડવોને તેમજ નૈષધપતિ નળરાજાને જુગારથી ઘણું કષ્ટ વેઠવું પડ્યું હતું તે સર્વે બ્હેનો જાણે છે. તેવી જ રીતે હમણાંનો દાખલો જોવો હોય તો ગુજરાતી નાટક કંપનીનો "જુગલ જુગારી" નો ખેલ પણ જોવા લાયક છે, અને ઉર્દુ કંપનીનો "ખાકી પૂતલા" નો વખણાયલો ખેલ પણ બહુ જ સચોટ રીતે માણુસના મન ઉપર અસર કરે તેવો છે. ત્હેનો ટૂંક સાર નીચે પ્રમાણે છે.

નેકી અને બદી અથવા શયતાન નામે બે મનુષ્યો સ્ટેજ ઉપર દાખલ થાય છે. હવે દયા, માયા અને સત્યતાની મૂર્તિરૂપ સ્ત્રી ત્હેને નેકી કહે છે, અને લોભ, મોહ, કામ અને ક્રોધ, એ દુર્ગુણોના સમૂહને બદી અથવા શયતાન કહે છે. જેને આપણી ભાષામાં રાક્ષસ

કહીએ તેવો તે માણસ ર્‌હેલો બોલે છે કે "આ દુનિયામાં લોકો જેટલાં ખરાબ કામ કરે છે તેટલામાં મ્હને શા માટે બદનામ કરે છે? જગતમાં કોઈ પણ મ્હારી દયા ખાતું નથી. લોકો જાણી જોઈને પોતાની મેળે ખરાબ રસ્તે જાય છે, અને પછી પોતાની કરણીનાં ફળ ભોગવે છે, છતાં ત્હેમનો આરોપ મ્હારે માથે શા માટે આવે છે? કદાચિત્ હું લલચાવું, પરન્તુ તેઓ લલચાય છે શું કરવા? હે ઈશ્વર, આનો તું મ્હને કંઇ રસ્તો બતાવ." તે વખતે દયાની દેવીરૂપ જે નેકી તે ત્હેની પાસે આવી હસીને બોલે છે કે "આજે હું આ શું આશ્ચર્ય જોઉં છું? શયતાનને વળી ઈશ્વરની ઉપાસના કેવી?" તે વખતે શયતાન કહે છે, "બ્હેન, હું શું કરૂં! લોકો પાપ કરે છે ને ત્હેનો ભાર મ્હારે માથે મૂકે છે." તે વખતે વાદવિવાદ કરતાં એક ગરીબ માણસના ઉપર તે અજમાવી જોવાનું નક્કી કરે છે અને એવો એક ગરીબ માણસ મળતાં ત્હેને કોઈ સગા મારફત રૂપૈયા પાંચ લાખનો વારસો અપાવે છે. એટલે તે ગરીબ માણસ જે થોડી વાર પ્હેલાં એક રોટલીના કટકા માટે તરફડતો હતો, તે હવે તવંગર બનવાથી ઈશ્વરને ભૂલી જાય છે એટલું જ નહિ, પણ પોતાની પરણેલી સ્ત્રી અને બે બાળકોને પણ તજી દે છે. એક સુન્દર બંગલો લઇ ત્હેમાં નવી સુન્દરી પરણીને સુખ ભોગવવું એ જ ત્હેને વિચાર આવ્યાં કરે છે, તેથી ત્હેને ગરીબ સ્ત્રી અને બાળકો કાંટા સમાન ખૂંચે છે. તે બિચારાં ત્હેને ઘણું વિનવે છે, કરગરે છે, પગે પડે છે, પરન્તુ તે નિર્દયને દયા આવતી નથી. નેકી, જે તે પુરૂષની બ્હેન બનીને ત્હેને સત્ય માર્ગે દોરવવા પ્રયત્ન કરે છે, તે આંખમાં આંસુ લાવી ત્હેને ઘણું સમજાવે છે પણ તે એકનો બે થતો નથી, અને પોતાની જુની પણ ભલી પત્નીને અને બે બાળકોને ધક્કા મારી કાઢી મૂકે છે. ત્યાર પછી તદ્દન ઉડાઉ, વહી ગયેલી, ફેશનેબલ, દેખાતી સુન્દર પણ અંતઃકરણ વગરની એક સ્ત્રી સાથે લગ્ન કરે છે.

તેવામાં ત્હેની માને ખબર પડે છે કે "મ્હારો પુત્ર પૈસાદાર થયો છે." તેથી તે પણ હરખાતી હરખાતી પુત્ર પાસે આવી ત્હેની સાથે રહેવાની ઇચ્છા દર્શાવે છે. ગરીબ બિચારી મા! અનેક કષ્ટ વેઠી પુત્રને ઉછેર્યો છતાં આ વખતે પુત્ર તેની સ્હામું યે જોતો નથી. ઘણું કહ્યા છતાં પુત્રને

દયા તો નથી જ આવતી, પણ ઉલટો કહે છે કે "ત્હારે મ્હારી સાથે જ રહેવું હોય તો બે રૂપૈયાના પગારથી કામ કરનારીની જગાએ રહે, અને હું ત્હારો દીકરો છું એ વાત કદી બોલતી નહિ." એમ કહી રૂ. ૨) ત્હેના ઉપર ફેંકે છે. તે વખતે મા ગુસ્સાથી ગાંડી બની જાય છે, છતાં એક વાર ફરીથી ત્હેને પગે પડવા જાય છે. તે વખતે તે નીમકહરામી પુત્ર પોતાની માતાને લાત મારી દૂર હડસેલી કાઢે છે અને ઘણાં દુષ્ટ વચન કહે છે. રડતી કકળતી ડોશી ચાલી જાય છે. પરન્તુ નિરાધારની આંતરડી કકળાવી પ્રભુના નીતિમય રાજ્યમાં કોણ આખર સુધી સુખી થઇ શકયું છે? પોતાની નિર્દોષ પત્ની, બાળકો અને વૃદ્ધ માતાનો નીસાસો લાગવાથી તે દારૂ તથા જુગારમાં તદ્દન પાયમાલ થઈ જાય છે.

નાટકમાં જુગારખાનાનો સીન બહુ જ હૃદયભેદક લાગે છે. લુચ્ચા માણસોની ટોળી ટેબલ આસપાસ ગોઠવાઈને બેઠેલી હોય છે કોઈ ભોળો માણસ અમસ્તો જ ત્યાં દાખલ થાય તો ત્હેને ફસાવવા માટે તે લોકો સદા તૈયાર જ હોય છે. એક પછી એક દાવ એવી તો હાથચાલાકીથી નાંખે છે કે નવો માણસ સ્હેજમાં હારી જાય. એક માણસ પોતાની બધી જમીન હારી ગયો. બીજો માણસ પોતાના વાડીવજીફા ઇત્યાદિ સર્વ હારી બેઠો એટલે હવે કયાં જવું ને શું કરવું એમ વિમાસણ થતાં બહુ જ દુ:ખ ને દિલગીરીમાં ડૂબી જાય છે ને ત્યાંને ત્યાં જ આપઘાત કરી મૃત્યુવશ થાય છે. પેલો ફકીરમાંથી અમીર બનેલો માણસ પણ અંહી આવી બધા સાથે જુગાર રમવા માંડે છે. પ્હેલો દાવ રૂ. પાંચ હજારનો મંડાય છે. ત્હેના ઉપર સપાટામાં પાણી ફરી વળે છે. બીજો દાવ રૂ. ત્રણ હજારનો માંડે છે ત્હેમાં પણ તે હારે છે. વળી ફરીથી નશીબ અજમાવે છે, પણ દુર્ભાગ્યે નશીબ ત્હેનાથી દૂર ન્હાસે છે. છેવટે સર્વ ગુમાવી તદ્દન નિરાશ થઈ ઉઠે છે. તેવામાં ત્યાં ત્હેનાં ગરીબ તરછોડી નાંખેલાં બાળકો સારંગી વગાડી, લોકોનું મન રંજન કરી ભીખ માગતાં દેખાય છે, આ વખતે પોતાની આગલી સ્થિતિ સાંભરી આવે છે અને ત્હેનું પથ્થર જેવું હૃદય પણ દયાથી પીગળે છે અને બાળકોને આપવા પોતાનાં ખીસાં તપાસે છે, પણ સર્વ ગુમાવ્યા પછી શું હોય! ફક્ત પાવલી ખૂણામાં ભરાયલી નીકળે છે તે તે

બાળકોને આપવા માંડે છે. પરન્તુ ધન્ય છે તે બાળકોને કે તેઓ ગરીબીમાં પણ પોતાનો ટેક રાખી શકે છે. તેઓ ત્હેને પૂછે છે કે "આ અને દયાથી આપો છો ? ભીખ માટે આપો છો ? કે ત્હમારાં બાળક ગણીને આપો છો ?" તે વખતે આશ્ચર્ય પામી પેલો માણસ કહે છે કે "દયાથી આપું છું." તો બાળકો કહે છે, "હવે દયા કેવી ! આટલા બધા દિવસ મોજશોખમાં મસ્તાન થઈ, અમને ધક્કા મારી કાઢ્યાં ને હવે દયા શી ?" તો કહે "ભીખ ગણીને લ્યો." બાળકો ત્હેની પણ ના પાડે છે કે "ત્હારા જેવા નિર્દય માણસ પાસેથી અમ્હેં ભીખ લેવા પણ ઇચ્છતાં નથી." તો છેવટે પેલો માણસ દિલગીરીથી કહે છે કે "મ્હારાં બાળક ગણીને આપું છું તેથી લ્યો." તે બાળકો તિરસ્કારથી ઉત્તર દે છે કે" હવે બાળકો શાનાં ! બાળકોને આપવા વખતે ફક્ત દિલસોજીના બે શબ્દ પણ ન મળ્યા, તો હવે આ પાવલી ઉપર હમે થુંકીએ પણ નહિ. ઈશ્વર ગમે તે રસ્તે અમને આપે છે ને આપશે." એમ કહી ગુસ્સાથી ચાલ્યાં જાય છે.

હવે પેલો જુગારી માણસ ઘેર જાય છે તે વખતે અધુરામાં પૂરૂં ત્હેની નવી સ્ત્રીનું પાપાચરણ ત્હેની દૃષ્ટિ સંમુખ ઉઘાડું થાય છે. ત્હેને શિક્ષા કરવા જતાં તે નિર્લજ્જ સ્ત્રી સ્હામી થાય છે, અને તે જ વખતે ત્હેના બંગલામાં આગ લાગેલી દેખાય છે.

તે વખતે "હાય ! મ્હારૂં સર્વસ્વ ગયું" કહેતે કહેતે જ તે મૂર્છા પામે છે. બ્હેનો, જેને નાટક જોવાનો શોખ હોય ત્હેને બની શકે તેમ હોય તો આ કરૂણારસથી ભરપૂર સદ્બોધ આપનારૂં નાટક એકવાર જોઈ આવવા હું વિનતિ કરૂં છું.

બ્હેનો, આવી રીતે એક જુગારખાનાથી ઘણાં મનુષ્યો દુઃખી થાય છે, તો પછી લગભગ ઘેરે ઘેર જુગારખાના જેવું થાય ત્યારે દુનિયામાં દુઃખની શી બાકી રહે ! એટલું જ નહિ, પરન્તુ જન્માષ્ટમી જેવા પવિત્ર દિવસે ને ધર્મને પવિત્ર નામે જુગાર રમાય એથી વધારે ખેદજનક શું હોઈ શકે ! બ્હેનો, પ્રભુની જગતમાં પધરામણી થાય છે તે સદ્ધર્મ સ્થાપન કરવા, અને નહિ કે જુગાર જેવા દુર્ગુણને ઉત્તેજન આપવા.

શ્રીકૃષ્ણ ભગવાનની પધરામણીને પવિત્ર પ્રસંગે કૃષ્ણકીર્તન કરવાને બદલે જુગાર રમવા જેવાં પાપ કરવાં એના કરતાં વધારે ભયંકર પ્રભુદ્રોહ બીજો શો હોઈ શકે ? માટે વ્હેનો, જો આપણે પ્રભુની પ્રીતિ સંપાદન કરવી હોય, જો આપણે હિન્દુઓએ સુધરેલી દુનિયામાં આગળ વધવું હોય અને ત્હેમાં માન ભર્યું સ્થાન મેળવવું હોય, અને આપણી હિન્દમાતાનો અભ્યુદય કરવો હોય તો માત્ર જન્માષ્ટમી જ નહિ, પરન્તુ બીજા ઉત્સવો પણ નીતિમાન અને સભ્ય રીતે ઉજવતાં શીખવું જોઇએ. જ્યાં " ધર્મ અને નીતિ હશે ત્યાં પ્રભુ હમેશાં હાજર છે. "

---

# મહર્ષિ રાનડેના જીવનની કેટલીક યાદગીરીઓ.*

હાલના વખતમાં આપણા દેશમાં જે જે મહાન પુરૂષો થયા છે ત્હેમાંના **મહર્ષિ રાનડે** એક છે. ત્હેમનું પવિત્ર નામ મહારાષ્ટ્રમાં જ નહિ પણ આખા હિન્દુસ્તાન દેશમાં જાણીતું છે. ત્હેમનાં વિદુષી અને સાધ્વી પત્ની **શ્રીમતી રમાબાઇ રાનડે**એ ત્હેમના જીવનની કેટલીક યાદગીરીઓ **મરાઠી** ભાષામાં લખી છે, અને ત્હેનું ગુજરાતીમાં ભાષાન્તર **સૌ. ભદ્રાબાઈ મડગાંવકરે** કર્યું છે. તે પુસ્તકના સાર રૂપે આ ન્હાનકડો લેખ લખાયો છે. એક હિન્દુ સ્ત્રી પોતાના મહાન પતિનું જીવન ચરિત્ર લખે એવો આ પ્હેલો પ્રસંગ છે. કારણ કે કમનસીબે સ્ત્રીઓ આપણા દેશમાં એટલી બધી અજ્ઞાન છે કે પોતાના મહાન પતિના જીવનની કદર પણ ન કરી શકે તો પછી ત્હેના જીવનની પ્રવૃત્તિઓમાં સહચારિણી બને અથવા તો ત્હેનું જીવનચરિત્ર લખે એ કયાંથી સંભવે? આવી સ્થિતિમાં **શ્રીમતી રમાબાઇ**એ પોતાના મહાન પતિનું જીવનચરિત્ર લખ્યું છે, એ એમને અભિનંદન આપવા જેવી બાબત છે, એટલું જ નહિ, પરન્તુ આપણ સર્વેએ પણ અભિમાન લેવા જેવી બાબત છે. પ્રેમાળ પત્નીના કોમળ ભાવોથી આખું પુસ્તક રસભર્યું લાગે છે, અને તે ઉપરાન્ત આપણી હાલની જીન્દગીની કૌટુમ્બિક તથા સામાજીક ગૂંચો તે મહાન પુરૂષે કેવી રીતે ઉકેલી હતી તે વિષે બોધ મેળવવાની આપણને ત્હેમાંથી તક મળે છે. ટૂંકામાં, એ પુસ્તક એટલું બધું ઉપયોગી ને રસીલું છે કે આપણા દેશનાં દરેકે દરેક સ્ત્રીપુરૂષે તે વાંચવું જ જોઇએ એવો મ્હારો નમ્ર અભિપ્રાય છે.

**શ્રીયુત મહાદેવ રાનડે**નો જન્મ તા. ૧૮ મી જૅન્યુઆરી ૧૮૪૨ માં થયો હતો, અને તેઓ આપણા દુર્ભાગ્યે પૂરાં ૬૦ વર્ષ પણ જીવી શક્યા નહિ. ૧૯૦૧ માં ૫૯ વર્ષની ઉમ્મરે દેશના એ મહાન નરરત્ન સ્વર્ગવાસી થયા. જો તેઓ પણ આપણા હિન્દના દાદાની પેઠે લાંબુ આયુષ્ય ભોગવી

---

* સુન્દરી સુબોધમાં અગત્યનાં પુસ્તકોનાં જે સંદોહનો પ્રકટ થાય છે તે માલાના એક મણિકરૂપે આ લેખ શરૂ કરવામાં આવ્યો હતો, પરન્તુ તે પૂરો થઈ શકયો નહિ.

શક્યા હોત તો આજે દેશમાં આપણે કંઈ જુદો જ રંગ દેખત. પરન્તુ ઈશ્વરની ગહન ગતિનો પાર કોણ પામી શકે તેમ છે? તેઓએ ત્હેમનાં પત્નીને વારસારૂપે જે શિક્ષણ આપ્યું છે ત્હેમાંથી પણ આપણે ઘણું શીખવાનું છે. શ્રીયુત મહાદેવ રાનડે નો સ્વભાવ બાળપણથી જ બહુ ટેક-વાળો હતો, કોઇની પાસે કાંઈ પણ માગવું નહિ એ ત્હેમનો નિશ્ચય હતો. વળી ત્હેમને બહુ જ થોડું બોલવાની ટેવ હતી. ખાસ જરૂર વગર તેઓ કદી બોલતા નહિ, તેમ રડતા પણ નહિ. એક વખતે ત્હેમનાં માતુશ્રી સાથે તેઓ એક ગામથી બીજે ગામ જતા હતા. સાથે ત્હેમની ન્હાની બ્હેન ૭ માસની હતી. ત્હેને પાસામાં લઈ ત્હેમનાં માતુશ્રી સૂઇ ગયાં હતાં ને બાજુ ઉપર ત્હેમને સુવાડ્યા હતા. તે વખતે ત્હેમની ઉમ્મર ત્રણેક વર્ષની હતી. દિવસના તડકામાં વિશ્રાન્તિ લઈ રાત્રિના ઠંડા પ્હોરમાં આખી રાત ગાડી ચાલતી હતી. તેમની સાથે એક સીપાઈ આગળ હતો ને પાછળ ત્હેમના પિત્રાઇ કાકા વિઠ્ઠલ બાલાજી કરીને હતા. હવે રાત્રિના બે વાગ્યે બન્ને બાળકો અને માતા ભરનિદ્રામાં હતાં. તે વખતે ગાડી એક નાળામાંથી પસાર થતાં ત્હેને ધક્કો લાગ્યો, અને તે ધક્કાથી બારણું ઉઘડી જતાં રાનડેસાહેબ ભર ઉંઘમાં ઓઢેલા કપડા સહિત નાળામાં ગબડી પડ્યા. ગાડીના અવાજમાં ત્હેમના પડવાનો અવાજ કોઇને સંભળાયો નહિ, ગાડી દોઢેક માઇલ આગળ ચાલી ગઈ. ત્યાં સુધી તેઓ રાત્રિના અંધારામાં અડધોપોણો કલાક પડી રહ્યા, પણ રડવું કે ચીસો પાડવી કાંઈ નહિ. એટલામાં ઈશ્વરકૃપાથી ત્હેમના વિઠ્ઠલ કાકા જે ઘોડે બેસીને પાછળ આવતા હતા તે ધીમે ધીમે ઘોડો ચલાવતા ત્યાં આવી ચઢ્યા. તે વખતે ત્હેમણે બૂમ પાડી કે "વિઠ્ઠલ કાકા! વિઠ્ઠલ કાકા! હું અહીં પડ્યો છું." એ અવાજ ઉપરથી વિઠ્ઠલ કાકા નીચા વળીને જોવા ગયા ત્યાં પોતાના ભત્રીજાને જોતાં એકદમ ઉપાડી લીધા ને ઘણા વ્હાલથી પોતાની છાતી સરસા દાબીને ઘોડા ઉપર બેઠા. ધીમે ધીમે આગળ જતાં તેઓ ગાડીની નજીક આવી પ્હોંચ્યા. પછી બૂમ પાડી કે "ભાભી, જાગો છો કે? છોકરાંઓને બરાબર ઓરાડ્યું છે ને?" ત્હેમણે ઉંઘમાં જ હા પાડી. ફરીથી ત્હેમણે પૂછ્યું કે "તમ્હેં ઉંઘમાં છો પણ બે બાળકો બરાબર

તમ્હારી પાસે છેને? તપાસી જુઓ." તે સાંભળી બિચારાં ગોપીકાબાઈ સફાળાં જાગી ઉઠ્યાં ને હાથ ફેરવતાં પોતાના વ્હાલા પુત્રને ન દેખવાથી અતિશય ગભરાયાં ને રોવા લાગ્યાં. ત્યારે વિઠ્ઠલકાકાએ પોતાની છાતી સાથે દાબેલા ભત્રીજાને ભાભીને સોંપતાં કહ્યું કે "ખરેખર, આજે ઈશ્વરે આપણા ઉપર મ્હોટી કૃપા કરી, નીકર આ બાળકનું શું થાત?"

તેઓનો સ્વભાવ શરમાળ હતો ને થોડું બોલવાની ટેવ હતી ત્હેના દાખલા ઘણા છે. ત્હેમાંનો એક અત્ર કહું છું. તેઓ સ્કૂલમાંથી પાસ થઇને આવતા તે વખતે કદી પણ તેઓ પોતાની મેળે કોઇને કહેતા નહી. જ્યારે પાડોસીના છોકરાઓથી જાણીને ત્હેમનાં મા પૂછતાં કે "અરે માધવ, તું પાસ થયો પણ અમને કહ્યું યે નહિ? શું ત્હને કશાની હોંસ જ નથી?" ત્યારે તેઓ કહેતા કે "ત્હેમાં શું કહેવાનું છે? રોજ નિશાળમાં જઇને અભ્યાસ કરીએ છિએ તો પાસ થવાના જ એમાં વધારે શું છે?"

ત્હેમનાં માને ચિન્તા થતી કે માધવનું શું થશે? તે દસ રૂપૈયા કમાઈને ત્હેની સ્ત્રીનું પૂરૂં કરી શકે એવો થશે કે કેમ તે પણ ત્હેમને શંકા હતી. તે શંકા કેટલી બધી અસ્થાને હતી? આગળ જતાં તેઓ એક નામાંકિત નર-રત્ન થયા અને કુટુમ્બભાર કેવી કુશલતાથી વહન કર્યો તે જોવા દુર્ભાગ્યે ત્હેમનાં માતુશ્રી રહ્યાં ન્હોતાં. તે તો બિચારાં સાદા અને સીધા સ્વભાવના બાળક માધવને અગીઆર વર્ષ પૂરાં થતાં સ્વર્ગવાસી થયાં, અને તે પછી માધવના પિતાએ ફરી લગ્ન કર્યું. પરન્તુ તેમને પણ માધવ તો પોતાના સરલ સ્વાભાવથી સગી માતા તુલ્ય ગણતા અને માન આપતા.

ત્હેમના પિતાનું લગ્ન થયું ત્યાર પછી ત્હેમનું પોતાનું લગ્ન તેર વર્ષની બાળક ઉમ્મરે એક સખુબાઈ નામની કન્યા સાથે થયું. ત્યાર પછી તેઓ મુંબાઈ ભણવા આવ્યા, અને દરેક પરીક્ષા પંસાર કરતા ગયા. છેવટે એલ એલ. બી. ની પરીક્ષા વખતે ત્હેમની આંખો બહુ જ જોરમાં દુઃખવા આવી. તે વખતે ત્હેમને છ મહિના સુધી આંખનું દરદ રહ્યું હતું. પોતે વાંચી શકતા નહિ તેવે વખતે પણ ત્હેમના મિત્રમંડળમાંથી વારાફરતી મિત્રો ત્હેમની આગળ પરીક્ષાનું વાંચતા. આવી વખતે પણ તેઓ પ્હેલે નંબરે પાસ

થયા. તે પ્હેલાં એલ્ફિન્સ્ટન કૉલેજમાં અંગ્રેજી શીખવવાનું કામ કરેલું ત્હેના બદલામાં કૉલેજના પ્રિન્સિપાલ અને પ્રોફેસરો તથા વિદ્યાર્થીઓએ મળીને રૂ. ૩૦૦) નું સોનાનું ઘડીયાળ ત્હેમને બક્ષીસ આપ્યું.

ત્યાર પછી ૧૮૬૬ માં નિશાળ ખાતામાં મરાઠી ટ્રાન્સલેટરની જગાએ રૂ. ૨૦૦) ના પગારથી ત્હેમની નીમણુક થઈ. પછી અક્કલકોટમાં થોડા દિવસ કારભારીનું ને કોલ્હાપુરમાં ન્યાયાધીશનું કામ કરી ફરીથી એલ્ફિન્સ્ટન કૉલેજમાં ૧૮૬૮ થી ૧૮૭૧ સુધી દર મહીને રૂ. ૪૦૦) ના પગારથી અંગ્રેજીના પ્રોફેસર તરીકે કામ કર્યું. તે વખતે ત્હેની સાથે જ હાઈકોર્ટમાં ફૉર્મ ભરીને ઍડવોકેટની પરીક્ષા આપી, અને ત્હેમાં પણ ઉંચે નંબરે પાસ થયા. તે પછી પૂનામાં રૂ. ૮૦૦) ના પગારે ફર્સ્ટ ક્લાસ સબજજની જગ્યાપર કાયમની નીમણુક થઈ. તે પછી બે વર્ષે ૧૮૭૩ માં ત્હેમનાં પ્રથમ પત્ની સખુબાઈ ગુજરી ગયાં. તેઓને ઘણા દિવસના જીર્ણ જ્વર પછી ક્ષયરોગ લાગુ પડ્યો. તે વખતે મંદવાડમાં રાનડેસાહેબ ઘણી મહેનત અને ઘણા ઉજાગરાથી ઔષધોપચાર કરતા હતા, પરન્તુ ત્હેની કાંઈ અસર ન થઈ. સખુબાઈનો સ્વભાવ અત્યંત ગરીબ અને મળતાવડો હોવાથી તેઓ ત્હેમને ઘણું ચ્હાતા હતા, અને તેથી ત્હેના મંદવાડમાં બને તેટલું કામ હું જ કરીશ એવો ત્હેમનો નિશ્ચય હતો. સખુબાઈના મરણ પછી એક વર્ષ સુધી ત્હેમને અતિશય દુઃખ થયું હતું. દરરોજ ત્હેમનું સ્મરણ થતું ને આંખમાં પાણી આવતાં. ત્હેમની આંતર વેદના આટલી બધી હોવા છતાં એક માસ પછી તુર્ત જ ત્હેમના પિતાના આગ્રહને લીધે તદ્દન અનિચ્છાએ ત્હેમને બીજી વાર લગ્ન કરવું પડ્યું.

---

# અનાથ બાલિકા. *

પંડિત રાજનાથ એમ. ડી. એક સાધારણ માણસ ન્હોતા. શહેરના ન્હાના મ્હોટા—અમીર ગરીબ સૌ ત્હેમને પોતાની બિમારીમાં બોલાવતા હતા, ત્હેનાં અનેક કારણ હતાં. એક તો પોતે સાધુપુરૂષ હતા; બીજું બહુ સ્પષ્ટવક્તા હતા. ત્રીજું સદાચારની મૂર્તિરૂપ હતા. તેઓની ઉમ્મર ચાળીસ વર્ષની હતી, પરન્તુ ત્હેમણે લગ્ન કર્યું ન્હોતું. ઈશ્વરની કૃપાથી ત્હેમને રૂપૈયા અને માનની કંઈ કમી ન્હોતી. અતુલ ધન અને અમિત સન્માનના અધિકારી છતાં તેઓ બહુ જીતેન્દ્રિય, નિરભિમાન અને સદાચારી હતા. ગોરખપુરમાં ત્હેમને ડૉકટરનો ધંધો શરૂ કર્યે લગભગ સાત વર્ષ થયાં હતાં. શહેરનાં ન્હાનાં મ્હોટાં સર્વને મુખે રાજાબાબુનું નામ રમી રહ્યું હતું. તેઓ કદે ઉંચા, શરીરે સમધારણ અને કાન્તિમય ચ્હેરાવાળા હતા. વાતચીત કરતાં સ્હામા માણસનું મનહરણ કરી લેતા તેથી સાધારણ માણસોને તેઓ એક જાદુગર જેવા લાગતા. ત્હેમના પરિવારમાં એક વૃદ્ધ માતા હતાં, અને એક ભાણેજ હતો. ત્હેમનું ભરણપોષણ તેઓ કરતા. ભાણેજ સતીશચન્દ્ર કૉલેજમાં ભણતો હતો.

ડૉકટર રાજાબાબુએ બીજાં અનેક કામથી પરવાર્યા પછી આજનું દૈનિક પત્ર હાથમાં લીધું. તે જ વખતે ત્હેમની સ્હામે એક ૧૧-૧૨ વર્ષની નિર્દોષ બાલિકા આંખમાં આંસુ સાથે આવીને ઉભી રહી. ડૉકટર સાહેબ સમજી ગયા કે આ બાલિકાને કાંઈ મ્હોટું દુઃખ છે. ત્હેમણે ચોપાનીયું મેજ ઉપર મૂક્યું ને અતિશય માયાળુપણાથી પૂછ્યું, "બ્હેન, તું કેમ રડે છે ?" તે બોલી, " ડૉકટર સાહેબ ક્યાં છે ? હું ત્હેમને બોલાવવા આવી છું. મ્હારી મા બહુ માંદી છે." "હું જ ડૉકટર છું. ત્હારી માને શું થયું છે?" ત્હેણે જવાબ દીધો, "ડૉકટર સાહેબ, મ્હારી માને બહુ જોરથી ઉધરસ ને તાવ આવે છે. ત્રણ દિવસથી તો એ બેભાન જ હતી. આજે કંઈક જાગ્રત થઈને તમને બોલાવવાનું કહ્યું. અમ્હારૂં ઘર બહુ આઘું નથી. તમ્હે

---

* હિન્દી માસિક "સરસ્વતી" ઈ. સ. ૧૯૧૬ ફેબ્રુઆરીના અંકનાં પૃ. ૧૦૭-૧૧૪ નો અનુવાદ. વીસમી સદી, એપ્રિલ ૧૯૧૬.

આવશો ?" ડૉક્ટરે કહ્યું, "હા, હું હમણાં જ આવું છું. તું ગભરાઇશ નહિ. ઈશ્વર ત્હારી માને આરામ કરશે." ડૉક્ટર સાહેબે પોતાની હૅન્ડ બેગ હાથમાં લઇને ત્હેની સાથે ચાલવા માંડયું.

તેઓ વાંકી ચુકી ગલીઓમાંથી નીકળી એક ન્હાનકડા મકાનમાં દાખલ થયાં. ત્હેની અવસ્થા જોતાં જ ડૉક્ટરસાહેબ સમજી ગયા કે અહીં લક્ષ્મીજીનો કોપ છે. ત્હેમણે અંદર જઇને જોયું કે એક ખાટલા પર છોકરીની માતા ફાટેલું બનુસ ઓઢીને સુતી હતી. આંગણામાં એક સુન્દર વૃક્ષ હતું. ત્હેનાં પાંદડાંથી આંગણું ભરેલું હતું. જણાતું હતું કે ઘણા દિવસથી ત્યાં કોઇએ ઝાડુ ફેરવ્યું ન્હોતું. છોકરીએ માના ખાટલા પાસે પ્હેલેથી જ એક ન્હાનું સ્ટૂલ મુકી રાખ્યું હતું, કારણ કે ત્હેણે માની પાસેથી સાંભળ્યું હતું કે કોઈ પણ ગરીબ માણસ ડૉક્ટર સાહેબની પાસેથી નિરાશ થઇને જતું નથી. ડૉક્ટર સાહેબ સ્ટૂલ ઉપર બેઠા. છોકરીએ માની પાસે જઈ કાનમાં જરાક મ્હોટેથી કહ્યું કે "બા, ડૉક્ટર સાહેબ આવ્યા છે." માએ મ્હોં પરથી ઓઢેલું કાઢી નાંખ્યું. ત્હેની બિમારીને લીધે ત્હેના ચ્હેરા ઉપર ગમગીનીની ઉંડી છાપ પડેલી હતી, તોપણ ત્હેની અંદર પવિત્રતા અને માનસિક દૃઢતાનાં કિરણો જણાતાં હતાં તે ડૉક્ટર સાહેબથી છાનાં ન રહ્યાં. વળી ત્હેમણે એક જ નજરે જોઈ લીધું કે ઈશ્વરના કંઇક કોપથી જે ન્હાનકડા મકાનમાં તુટેલા–ફાટેલા સામાન સાથે આ રોગીની ઘણી જ દુઃખદ સ્થિતિ છે, તે એક દિવસ કોઈ મ્હોટા મકાનમાં સુન્દર સામાન સાથે સુયોગ્ય પતિના હૃદયની અધિકારિણી હશે. રોગિણીની ઉમ્મર ૪૦ વર્ષની હતી. રોગ અને ગરીબી એ બન્નેને લીધે ત્હેનું મુખકમલ કરમાયલું હતું, પણ ત્હેના ચ્હેરા ઉપર સ્વર્ગીય શાન્તિનું તેજ ઝળકતું હતું. તે જોઈ ડૉક્ટર સાહેબને ત્હેના ઉપર શ્રદ્ધા ઉત્પન્ન થઇ. ત્હેમણે પોતાના સ્વાભાવિક મીઠા સ્વરે પૂછ્યું, "માજી, આપને શું દરદ છે ? ધીરે ધીરે તમ્હારી તબીયતના સમાચાર કહો." રોગિણીએ ધીમે સ્વરે કહ્યું, "રાજાબાબુ, તમ્હે દીનબન્ધુ છો, તેથી ઈશ્વર તુલ્ય પૂજ્ય છો. હું તમ્હારી પાસે શરમ મૂકીને કંઇક કહેવા ઇચ્છું છું. આશા છે કે તમ્હે ત્હેને માટે મ્હને ક્ષમા કરશો. સંસારમાં મ્હેં હજી સુધી કોઇના ઉપકારનો ભાર લીધો નથી, પણ

મરતી વખતે તમ્હારા ઉપકાર નીચે હું દબાઈ જાઉં છું. ત્હેને માટે ઈશ્વર તમ્હારૂં–" આટલું બોલતાં બોલતાં ત્હેની આંખોમાં આંસુ ઉભરાયાં. તે જોઇ બહુ જ નમ્રતાથી રાજાબાબુએ કહ્યું. "માજી, આપ આટલી બધી તસ્દી ન લ્યો, હું તમ્હારી સેવા માટે તૈયાર છું. માટે વિના સંકોચે આજ્ઞા કરો, પરન્તુ પ્હેલાં તમ્હારા રોગના સમાચાર કહો."

"ડૉકટર સાહેબ, રોગ તો હવે કંઈ નથી. સમય પૂરો થઇ ગયો છે. હવે હું તમને કંઇ કહેવા માગું છું તે સાંભળો. સરલા–જે તમ્હારી પછવાડે જ ઉભી છે તે મ્હારી એકની એક કન્યા છે. એ હવે અનાથ થશે. ત્હેને હું તમ્હારે હસ્તક સોંપુંછું. ત્હેનો વિવાહ હું ન કરી શકી તેથી જ મ્હારે તમ્હારી પાસે આવડી મ્હોટી ભિક્ષા માગવી પડી. તે ઘરના કામ-કાજમાં હોશીયાર છે. જે કંઈ હું જાણતી હતી, અને બતાવી શકતી હતી તે બધું મ્હેં ત્હેને શીખવ્યું છે. એ તમ્હારી સેવા કરશે ને મ્હને પૂર્ણ આશા છે કે તમને પ્રસન્ન રાખશે. સમય આવે ત્યારે કોઈ શીખેલા, ભણેલા બ્રાહ્મણ વરની સાથે ત્હેનું લગ્ન કરજો. બસ, મ્હારી આટલી પ્રાર્થના છે, અને અહીં એક પાકીટમાં એ કાગળો છે તે તમ્હારા મૃત્યુ પછી એક વર્ષ બાદ જ્યારે તમને મ્હારા પરિચયની જરૂર લાગે ત્યારે વાંચજો. ત્યાં સુધી તે વાંચવાની કંઇ જરૂર નથી. બીજાનો ઉપકાર કર-નારને સદા સંકટ આવે છે. આપને પણ પરોપકાર માટે આ સંકટમાં પડવું પડશે." આટલું કહેતાં કહેતાં ત્હેનો કંઠ ગદ્‌ગદ્ થયો. રાજાબાબુએ કહ્યું "માજી, હું તમ્હારી આજ્ઞા આનન્દપૂર્વક સ્વીકારૂં છું. હું તમ્હારી કન્યાને મ્હારી પુત્રીવત્ ગણીશ. મ્હારા ઘરમાં કોઈ બાલક નથી. મ્હારાં માતાજી સરલાને જોઇ બહુ જ ખુશી થશે. સમય આવ્યે હું ત્હેનાં લગ્ન પણ કરીશ, પણ આપ આટલાં નિરાશ ન થાઓ. મ્હને આશા છે કે આપને સારૂં થશે." ત્યાર પછી ડૉકટર સાહેબે ત્હેમની નાડ જોઈ. જોતાં જ તેઓ સમજી ગયા કે તે આ સંસારમાં થોડા કલાકની મહેમાન છે. તે જ દિવસે સાંજે આ અસાર સંસારનો ત્યાગ કરી તે પરલોકવાસિની થઈ.

( ૨ )

વિસ્મૃતિ એ બહુ મ્હોટી ચીજ છે. એ ન હોય તો મનુષ્યનું જીવન બહુ જ કડવું બની જાય. જન્મથી તે આજ સુધી આપણે જે જે દુઃખો, કલેશો, અને સંકટો સહન કરેલાં તે બધાં હરવખત આપણી આંખો આગળ આવીને ઉભાં રહે તો આપણું જીવન ખરેખર, ભયાનક બની જાય. એકલી વિસ્મૃતિ જ ત્હેમાંથી આપણી રક્ષા કરે છે. સરલાએ માતૃવિયોગ સહન કર્યો, માતાની યાદ ધીરે ધીરે વિસ્મૃતિના ગર્ભમાં ગળી ગઇ. હવે ત્હેના જીવનપુસ્તકનું નવું પાનું શરૂ થયું. ન્હાની સરખી ઝુંપડીમાંથી નીકળી મ્હેલ જેવા મ્હોટા રાજાબાબુના મકાનમાં ત્હેણે પ્રવેશ કર્યો. માતાની છત્રછાયા ગઈ ત્હેને બદલે ડૉકટરની વૃદ્ધ માતાનો સ્નેહભર્યો આશ્રય મળ્યો, અને ત્હેમાં તે સુખી થઈ.

સરલાને પ્હેલાં તો જરા સંકોચ લાગવા માંડ્યો. પણ માતા અન્નપૂર્ણાની મમતા ને ડૉકટર સાહેબની સ્નેહમય વાતોથી ત્હેને પોતાના ઘર જેવું જ લાગવા માંડ્યું. ત્હેને ભણાવવા માટે પણ ડૉકટરસાહેબે યોગ્ય બંદોબસ્ત કર્યો તેથી તે ઘણા આનન્દમાં રહેતી હતી. સરલા ડૉકટર સાહેબની સેવા કરતી હતી, તે નોકરની પેઠે નહિ પણ ઘરના છોકરાંની પેઠે. અન્નપૂર્ણા માતા પોતાના પુત્રને માટે રસોઈ વગેરે જે કાંઈ કામકાજ કરે તે દરેકમાં સરલાની મદદ હોય જ. તે ધીમે ધીમે પાકશાસ્ત્રમાં પ્રવીણ થવા લાગી, અને ડૉકટર સાહેબને માટે સ્વાદિષ્ટ મીઠાઈ બનાવવા લાગી. વળી પ્રાતઃકાળમાં સ્નાનવિધિથી પરવારી માતાને માટે પૂજાનો સામાન તૈયાર કરતી, ઘરના બાગમાંથી ફુલ વીણી લાવતી. એ રીતે સેવા અને સારા સ્વભાવથી સરલાએ ડૉકટર સાહેબ અને વૃદ્ધ માતાના હૃદયમાં સન્તાનવત્ સ્નેહ ઉત્પન્ન કર્યો.

રજાના દિવસોમાં સતીશબાબુ ઘેર આવ્યો. ત્હેણે જોયું કે ઘરમાં એક દેવીસ્વરૂપિણી કન્યા છે. ત્હેના આવવાથી ઘર પાવન થયું છે. મામાને પૂછતાં ખબર પડી કે તેઓ ત્હેને પુત્રી તુલ્ય ગણે છે. બે ચાર દિવસ તો સતીશને ત્હેની સાથે વાતચીત કરતાં સંકોચ લાગ્યો, તેમ જ શરમાળ સરલાને પણ લાગ્યો. પરન્તુ થોડાજ દિવસોમાં તેઓને મિત્રતા થઈ. પછી

તો ત્હેમણે ખૂબ વાતો કરવા માંડી. સતીશે સરલા કોણ છે, કોની છોકરી છે તે કદી પણ પૂછ્યું નહિ કારણ કે તે મામાના વાક્ય ને વેદ ભગવાનનું વાક્ય સમજતો હતો. તેમ જ સરલાને પણ પોતાને માટે કંઈ કહેવાની જરૂર ન લાગી. એમાં કંઈ સંદેહ નથી કે સરલાની યોગ્યતા, ગૃહકાર્યકુશલતા અને પવિત્ર આચરણથી સતીશનું મન મુગ્ધ થયું હતું. સરલા પણ સતીશના કામમાં બહુ ધ્યાન રાખતી. ત્હેનાં કપડાં રીતસર મૂકતી, ત્હેની ચોપડીઓ અહીં ત્હહીં છૂટી છવાઈ પડેલી હોય તે ભેગી કરીને ગોઠવતી. એવી રીતે રજાના દિવસોમાં સરલાએ ત્હેના હૃદયમાં સ્થાન મેળવ્યું હતું. ત્હેને ખબર ન હતી કે હરવખતે સરલાની મૂર્તિ કેમ યાદ આવે છે ? ત્હેણે પોતાના મનમાં ઘણી વખત એ પ્રશ્ન પૂછ્યો પણ કંઇ જવાબ ન મળ્યો. પરન્તુ તે જાણે કે ન જાણે–ત્હેની જરૂર હોય કે ન હોય તો પણ પ્રેમદેવનાં પવિત્ર કિરણો ત્હેના હૃદયાકાશમાં પ્રસરી રહ્યાં હતાં. કોઈ દિવસ તે સરલાને ભણાવતો, કોઈ દિવસ નવી નવી વાતો કરતો અને કોઈ કોઈ વાર કલાકના કલાક સુધી અહીં તહીંનાં ગપ્પાં મારતો. એમ કરતાં એ બન્નેની મિત્રતા મજબૂત બનવા લાગી. જ્યારે રજા પૂરી થઈ અને સતીશને જવાની તૈયારી થઈ ત્યારે ઘર છોડતાં ત્હેના હૃદયમાં મોહરૂપી મીઠું દર્દ થવા લાગ્યું. પણ તરત જ તે સમજી ગયો, અને હમેશની પેઠે મામાજી અને વૃદ્ધ માતાને પ્રણામ કરી, સરલાની આંખો સાથે આંખો મેળવી વિદાયગીરી લીધી.

સતીશબાબુ સેન્ટ્રલ હિન્દુ કૉલેજમાં ભણતો હતો. આ વર્ષે ત્હેની એમ. એ. ની છેલ્લી પરીક્ષા હતી. તે બહુ ધાર્મિક હતો, પરન્તુ એવા તો ઘણા છોકરા હિન્દુ કૉલેજના બોર્ડિંગ હાઉસમાં રહેતા હતા કે જેઓને સ્નાન, સંધ્યા, ઈત્યાદિ ધાર્મિક કામ કરવાં પડતાં. પણ સતીશ બાળપણથી જ તે શીખેલો હતો. તેથી નિત્ય પ્રાતઃકાલે ઉઠી સ્નાન, સંધ્યાથી પરવારી, પરોપકાર માટે તૈયાર રહેતો હતો. સતીશ ૭ વર્ષથી આ કૉલેજમાં ભણતો હતો. દર વર્ષે પરિક્ષામાં સારે નંબરે પાસ થતો. સતીશ ત્હેના દૈવી ગુણોને લીધે બધા છોકરાઓનો માનીતો હતો. દરેક છોકરો કોઇને કોઈ વખતે ત્હેની કૃપાનો પાત્ર બનતો. તે ભણવામાં મંદ પડેલાને ભણાવતો,

પૈસાથી ગરીબ બનેલાને પૈસાની મદદ કરતો ને રોગથી નબળા પડેલાની સગાભાઈની પેઠે સેવા કરતો. તેથી કૉલેજના બધા છોકરાઓ ત્હેના તરફ પૂજ્ય ભાવ રાખતા હતા. **સતીશ**ની પાસે **રામસુન્દર** નામે એક છોકરો રહેતો હતો. તે બે વર્ષથી ત્યાં ભણવા આવ્યો હતો, અને પૈસાદાર માબાપનો પુત્ર હોવા છતાં વિદ્યાનો ઘણો શોખીન હતો. ત્હેના પિતા હાલમાં સ્વર્ગવાસી થયા હતા. તેથી તે મ્હોટી સંપત્તિનો માલિક બન્યો હતો. પણ તેથી ત્હેણે ભણવાનું મૂકી દીધું ન્હોતું. **સતીશ**ની સાથે ત્હેને ઘણી મિત્રતા હતી. તે બન્નેની પ્રકૃતિ ઘણી ખરી મળતી આવતી, એટલે રજાનો વખત સાથે રહી તેઓ આનન્દમાં વ્યતીત કરતા.

( ૩ )

**સતીશ** અને **રામસુન્દર** એક દિવસે હોડીમાં બેશી સ્હેલ કરવા નીકળ્યા. ત્હેમની હોડી પુણ્યમય **ભાગીરથી**માં ધીરે ધીરે ચાલી જતી હતી. ગ્રીષ્મ ઋતુની સંધ્યાનો વખત હતો. દેખાવ બહુ સુન્દર લાગતો હતો. તારાનાં બિંબ ગંગાજળમાં પડતાં કાંઇક અનેરૂં સૃષ્ટિસૌન્દર્ય દૃષ્ટિગોચર થતું હતું. ખલાસીઓ બહુ મીઠે સ્વરે કાંઇ ગાયન લલકારતા હતા, અને તે બન્ને મિત્રો પોતાની વાતોમાં મશગુલ હતા. અન્તે **સતીશ** બોલ્યો.

**સ.**—"મિત્ર, તમ્હારૂં હૃદય બહુ વિશાળ છે. એ વાત હું જાણું છું અને જ્યાં સુધી મ્હારામાં શક્તિ છે ત્યાં સુધી હું તમ્હારા પુણ્યકાર્યમાં જરૂર મદદ કરીશ. ત્રણ માસ પછી કૉલેજ બંધ થશે. તે વખતે ત્રણ માસની લાંબી રજા મળશે. ત્યારે હું તમ્હારી સાથે જ રહીશ. જ્યાં તમ્હે જશો ત્યાં હું જઈશ, અને જ્યાં સુધી એ વાતનો પત્તો નહિં મળે ત્યાં સુધી તમ્હારી ઇચ્છા પૂર્ણ કરવાનો પ્રયત્ન કરીશ. પરન્તુ હમણાં તમ્હેં એ વાત પડતી મૂકો, પરીક્ષાના દિવસો પાસે આવે છે. તેથી હવે ત્હેમાંજ મન રાખવું જોઇએ. ત્હેમાંથી પરવાર્યા પછી તમ્હારી બધી શક્તિનો ત્હેમાં ઉપયોગ કરજો. હું તમ્હારી સાથે જ છું."

**રા.**—"ભાઈ **સતીશ**, મ્હને તમ્હારો સંપૂર્ણ ભરોસો છે. મ્હને પૂર્ણ આશા છે કે તમ્હારા જેવા પરોપકારી મિત્ર જો પ્રયત્ન કરે તો—જે કારણથી મ્હારી ઉંઘ અને ભૂખ જતી રહી છે—તે કામ પરિપૂર્ણ થાય."

હોડી ધીમે ધીમે કિનારે આવી ત્યારે બન્ને યુવકો ત્હેમાંથી ઉતરી પોતાને મકાને ગયા.

( ૪ )

સરલાની માતા સ્વર્ગવાસી થયે બે વર્ષ પૂરાં થયાં. સરલા આનન્દ-પૂર્વક ડૉકટર રાજાબાબુને ત્યાં રહેતી હતી. ત્હેને પોતાની વ્હાલી માતા ઘણી વખતે યાદ આવતી હતી, તો પણ અહીં ત્હેને કોઇ રીતે દુઃખ થતું નહિ. હવે ત્હેને કોઇ પણ સુખની અપેક્ષા રહી ન્હોતી. ત્હેને મા, બાપ, અને તેથી પણ વિશેષ સ્નેહપૂર્ણ યુવકનું હૃદય મળ્યું હતું. ત્હેણે પોતાના સદ્ગુણોથી ત્હેમનાં હૃદય આનન્દસાગરમાં ઝબકોળ્યાં હતાં ત્હેની મધુર લહરી ત્હેને પોતાને પણ ઘણી મિષ્ટ લાગતી હતી.

રાજાબાબુએ બે વર્ષ બાદ પેલો કાગળ ફોડ્યો, જે વાંચવાને માટે સરલાની માતાએ મરતી વખતે કહ્યું હતું. ત્હેમાં બે પત્રો હતા. જેના ઉપર નંબર ૧ લખ્યું હતું તે પ્હેલાં વાંચવા માંડ્યો.

"આપ મ્હારા પરમ હિતેચ્છુ છો. જો તેમ ન હોત તો આ કાગળ તમ્હેં વાંચત નહિ, અત્યાર સુધીમાં કયારનો યે તે અગ્નિદેવને ખોળે પડ્યો હોત. આપ મ્હારી કન્યાના સંરક્ષક છો તેથી જ નીચે લખેલો વૃત્તાન્ત કહું છું.

મ્હારા પતિ અને જેઠ મળી બે ભાઇઓ હતા. પતિના મૃત્યુ પછી મ્હારા જેઠની સાથે જ હું રહેતી હતી. ત્હેમણે મ્હારી સાથે સારી રીત ભાત રાખી નહિ. એક દિવસ તો ત્હેમણે ગુસ્સે થઇને મ્હને કહ્યું કે "મ્હારા મકાનમાંથી એકદમ ચાલી જા!" મ્હારા પતિએ મરતી વખતે પણ "મ્હોટા ભાઈની આજ્ઞા પાળવાનું" કહ્યું હતું. તેથી સ્વર્ગવાસી પતિદેવની આજ્ઞાનું સ્મરણ કરીને અત્યંત દુઃખિત હૃદયે મ્હેં જેઠના ઘરનો ત્યાગ કર્યો. હું મ્હારી એકની એક બાળકીને લઇને ચાલી ગઈ, પરન્તુ કયાં જઇશ તે હું જાણુતી ન્હોતી! અહા! કેવી અંધકારમય તે રાત્રિ! તે વખતે મ્હારા હૃદયમાં કેવું દુઃખ થતું હતું તે ફક્ત ઈશ્વર જ જાણે છે. મ્હારા શરીર ઉપર કાંઇક દાગીના રહ્યા હતા. ત્હેને આધારે ભટકતી ભટકતી હું આ ગામમાં

આવી પ્હોંચી, અને એક ન્હાનું ઝુંપડું લઈ રહેવા લાગી. આટલા દિવસથી હું પ્રમાણિકપણે આબરૂથી મ્હારૂં ને મ્હારી બાળકીનું જીવન નિભાવી શકી છું. બસ, આટલી જ મ્હારી વાત છે. હવે હજી પણ તમ્હારે મ્હારો ખાસ પરિચય જોઇતો હોય–મ્હારૂં નામ, ઠામ વગેરે સર્વ જાણવું હોય તો બીજો કાગળ ફોડીને વાંચો. ત્હેમાં મ્હારા જેઠનો લખેલો એક રજીસ્ટર્ડ કાગળ છે. ત્હેમાં મ્હારા પતિની સંપત્તિ પોતાનાથી જુદી કાઢીને દેખાડી છે. ત્હેમાંથી મ્હારા પતિની ઓળખ પણ મળશે. તે કંઇ સાધારણ કાગળ નથી. ત્હેને લીધે મ્હારી એકની એક સરલા–જેને ઈશ્વર સદા સુખી રાખે–ત્હેને એક લાખ રૂપૈયાથી પણ વધારે સંપત્તિની માલિક બનશે, પરન્તુ મ્હારી સરલા ત્હેનો ઉપયોગ કરે એમ હું ઇચ્છતી નથી. મ્હને પૂર્ણ આશા છે કે સદ્‌ગુણ રૂપી સંપત્તિ જે ત્હેને મળી છે ત્હેનાથી જ એ સુખી અને સંતોષી થશે. અન્તમાં, આપને ઈશ્વર સદા સુખી રાખે એવો અંતઃકરણપૂર્વક આશીર્વાદ દઈ હું આ પત્ર પૂરો કરૂં છું.”

ડૉકટર રાજાબાબુ આ પત્ર વાંચી આશ્ચર્ય પામ્યા. જેને ગરીબ વિધવા, અનાથ ધારેલી તે આટલી બધી સંપત્તિ મેળવી શકે તેમ હતું, છતાં પોતાના દૃઢ વિચારથી જીંદગી પર્યંત ગરીબાઇનાં અનેક સંકટો વેઠી રહી, અને હજી પોતાની પુત્રીને પણ તેમ જ રાખવા ઇચ્છે છે ! ! ખરેખર, ધનની આવશ્યકતા–જરૂર–હોય છે છતાં ધનની અપેક્ષા ન રાખનાર–મળતા છતાં પણ ન લેનાર–મનુષ્ય દુનિયામાં કોઈ વિરલ જ હોય છે. ઈશ્વરની માયાના અને તે સતી સ્ત્રીના વિચારમાં તેઓ તલ્લીન બની ગયા. છેવટે ત્હેમાંથી જાગૃત થતાં બીજો પત્ર એમનો એમ જ ઉંચો મૂકી દઈ તેઓ બ્હાર ગયા.

( ૫ )

જ્યારે ડૉકટર રાજનાથબાબુએ સતીશના પત્રમાં વાંચ્યું કે પરીક્ષા પછી તે ઘેર આવવાનો નથી ત્યારે ત્હેમને બહુ ચિન્તા થઇ. ત્હેનો વિચાર અહીં તહીં ફરીને જુદી જુદી જગા જોવાનો હતો. તે માટે ખર્ચના રૂ. ૫૦૦) મંગાવ્યા હતા. ડૉકટરબાબુએ તે પ્રમાણે રૂ. ૫૦૦) મોકલ્યા. પણ ત્હેની સાથે એક ન્હાની ચીઠ્ઠી પણ મોકલી, જે નીચે પ્રમાણે લખેલી હતીઃ—

પ્રિય સતીશ,

મ્હને બહુ આશ્ચર્ય લાગે છે કે તું અહીં ન આવતાં બ્હાર જ ફર્યાં કરવાનો છે. ત્હેનું કારણ શું? માતાજી ત્હને જોવાને માટે ઘણાં જ આતુર છે. પણ મ્હને ભરોસો છે કે તું કોઈ સારા કામને માટે જ જવાનો હોઈશ. ખર્ચને માટે રૂપૈયા મોકલું છું. બની શકે ત્યારે જરૂર અહીં આવજે.

શુભેચ્છક **રાજનાથની** આશિષ.

પાંચ છ દિવસે ત્હેનો ઉત્તર નીચે પ્રમાણે મળ્યો:—

પૂજ્ય મામા,

આપનો કૃપાપત્ર અને ૫૦૦) ની નોટ મળી. મ્હારા મિત્ર પંડિત **રામસુન્દરને** તમ્હેં સારી પેઠે ઓળખો છો. ત્હેનું એક બહુ જ અગત્યનું કામ છે, જેમાં મ્હારી સહાયતાની જરૂર છે. તે માટે અહીંતહીં બધે ફરવું પડશે. એટલું મ્હેં પ્હેલા પત્રમાં પણ લખ્યું હતું. પરન્તુ જે કામને માટે ફરવાનું છે તે વાત ખાનગી રાખવાનું મ્હેં વચન આપ્યું છે. જો આપની આજ્ઞા હોય તો હું ત્હેની સાથે જાઉં. તમ્હારા ઉત્તરની રાહ જોઉં છું.

સેવક **સતીશના** પ્રણામ.

પત્ર વાંચીને **રાજાબાબુ** ઘણીવાર સુધી વિચારમાં પડ્યા. પછી નીચે પ્રમાણે ઉત્તર લખી નાંખ્યો:—

પ્રિય સતીશ,

હું બહુ જ ખુશીથી ત્હારા મિત્રના કાર્યમાં મદદ માટે જવાની રજા આપું છું. ખર્ચને માટે વધારે રૂપૈયાની જરૂર પડે તો વિનાસંકોચે મંગાવી લેજે. ત્હમારા કાર્યથી પરવારી પાછા ફરતી વખતે ત્હારા મિત્રને સાથે લઈને જરૂર અહીં આવજે. મ્હેં ઘણા દિવસથી ત્હેમને જોયા નથી તેથી ત્હેમને મળવાની અંતઃકરણપૂર્વક ઇચ્છા છે. મ્હને આશા છે કે તેઓ જરૂર મ્હારી પ્રાર્થનાનો સ્વીકાર કરશે.

શુભેચ્છક **રાજનાથની** આશિષ.

રાજાબાબુ પત્ર લખી રહ્યા એટલામાં એક સુન્દર રકાબીમાં સ્વાદિષ્ટ ફળ મૂકી સરલા આવીને ઉભી રહી. ત્હેની સાથે આનન્દી વાતો કરતાં ત્હેમણે તે ફળ ખાધાં.

( ૬ )

ગરમીના દિવસોની રજા પૂરી થવાને હવે માત્ર ૧૦ દિવસ બાકી રહ્યા છે. સતીશ આ વખતે રજાના ત્રણ મહીના બ્હાર જ રહ્યો હતો. એ કારણથી સરલાના હૃદયમાં દિલગીરી થતી હતી. પરન્તુ આજે તો સરલા–તે અનાથ બાલિકા–કાંઈ અવર્ણનીય આનન્દમાં મગ્ન થયેલી લાગે છે, કારણ કે ગઈ કાલે સતીશનો પત્ર આવ્યો હતો. ત્હેમાં લખ્યું હતું કે "આવતી કાલે મ્હારા મિત્રને લઇને આવીશ." તે પ્રમાણે આજે તે આવવાનો હતો. તેથી ત્હેની ઓરડી વાળીને સાફસુફ કરી સર્વ સામાન ફરી ફરી અનેક વાર ગોઠવી સરલા અતિ ઉત્સુકતાથી ત્હેની રાહ જોતી હતી. વૃદ્ધ માતા પણ આજે તો બહુ જ આનન્દથી રસોઈ કરતી હતી. સરલાનું હૃદય ઘડીકમાં આનન્દસાગરમાં નૃત્ય કરતું તો ઘડીકમાં તે કંઈ ન સમજાય એવાં કારણથી મન્દ પડી જતું. ત્હેનું મુખકમલ નવીન ભાવથી રંગાતું અને વળી કંઈક વિચારમાળા બદલાતાં એવું તો નિસ્તેજ બની જતું કે ત્હેનું કારણ એ પોતે પણ ભાગ્યે જ સમજાવી શકે. ત્હેના મિત્રને માટે સરલાને સારો વિચાર ન્હોતો, કારણ કે ત્હેને લીધે જ આ વખતે સતીશ ઘેર આવી શક્યો ન્હોતો અને એ વાત કાંઈ ન્હાની નથી. જે ત્રણ મહીના સરલાને મન અત્યંત આનન્દજનક હતા તે શું રામસુન્દરને લીધે દિલગીરીમાં ન્હોતા ગયા! તો પછી તે રામસુન્દર ઉપર નારાજ કેમ ન થાય?

સતીશ સ્હાંજની ગાડીમાં ઘેર આવ્યો. રાજાબાબુ તે બન્ને જણની વાટ જોઇને બેઠા હતા. ત્હેમણે રામસુન્દરને પાસે બેસાડી સ્નેહથી પૂછ્યું, "ભાઈ, ત્હમારૂં કાર્ય સમાપ્ત થયું હશે એમ મ્હને આશા છે." રામસુન્દરે નિરાશાથી કહ્યું, "તે કામ પૂરૂં થયું નથી, તેમ થવાની આશા યે રહી નથી." ત્યારે રાજા બાબુએ ત્હેમને અનેક પ્રકારે આશ્વાસન આપી શાન્ત કર્યા. ખરેખર, હૃદયપૂર્વક કહેલાં મીઠાં વચનોથી કોને શાન્તિ ન થાય!

સતીશ મામાને પ્રણામ કરી અંદર ગયો. સરલાને જોતાં ત્હેનું હૃદય ઘણું આનન્દિત થયું. ત્હેણે જોયું કે પોતાને માટે સર્વ વસ્તુ તૈયાર હતી, અને ત્હેની આતુરતાથી રાહ જોતી હતી. ઘણી મુશ્કેલીથી સરલાએ પૂછ્યું કે "આ વખતે તમ્હેં રજાના દિવસોમાં બ્હાર જ રહ્યા. !"

**સતીશ.**—"મિત્રના કામને લીધે તેમ કરવું પડ્યું. પરન્તુ ત્હેમાં સફળ થયા નહીં તેથી દીલગીરી થાય છે."

**સરલા.**—"તમ્હારા મિત્રનું એવું તે શું કામ હતું કે ત્રણ ત્રણ માસ સુધી રખડ્યા છતાં કંઈ ફળ ન મળ્યું ?"

**સતીશ.**—"સરલા, એ વાત સંભારવામાં કંઈ ફળ નથી, મ્હને તેથી દુઃખ થાય છે. તેમ જ તે સાંભળ્યાથી ત્હને પણ દુઃખ જ થશે. માટે એ વાત હમણાં જવા દે. કહે જમવાની શી તૈયારી કરી છે ? મ્હને તો ભૂખ બહુ કકડીને લાગી છે હોં."

**સરલા.**—"ખરેખર ! એ તો હું કહેવું જ ભૂલી ગઈ કે સર્વ તૈયારી થઈ ગઈ છે. હું જઇને થાળીઓ પીરસું છું તેવામાં મામાજીને અને તમારા મિત્રને તેડીને જલ્દી આવો."

આટલું કહી વીજળીને વેગે સરલા સરકી ગઈ. ત્રણ થાળીઓ પીરસીને તૈયાર કરી. થોડી વારમાં તેઓ આવીને જમવા બેઠા. સરલા ગરમાગરમ ચીજો પીરસવા લાગી. જમતાં જમતાં અનેક વાતો ચાલી.

**સતીશ.**—"મામા, સ્ટેશન ઉપર બહુ ખરાબ ખાવાનું મળે છે. ભાઈ રામસુન્દર, બલિયાને સ્ટેશને પૂરીઓ કેવી હતી !"

**રામ.**—"અને લખનઉના સ્ટેશન ઉપરનું દૂધ તો કદી પણ ન ભૂલાય તેવું હતું. અને શાકની તો વાત જ શી !"

**ડૉ.**—"એવી વખતે ફળફળાદિક ખાઈ લઇએ તો સારૂં."

**સતીશ.**—"મામા, કોઈ મ્હોટાં સ્ટેશનો બાદ કરતાં બીજે તો ફળ પણ મળતાં નથી."

એવી રીતે વાતો ચાલતી હતી. ખાવાનું ચાલતું હતું ને પીરસવાનું પણ ચાલતું હતું. ધીમે ધીમે રામસુન્દરનું ધ્યાન સરલા તરફ ખેંચાવા માંડ્યું. એટલે ઘડી ઘડી તે ત્હેના સ્હામું જોયાં કરતો હતો. તે જોઇને સતીશનું હૃદય ધબકવા લાગ્યું. સુન્દર સરલાને પણ એ રીત ગમી નહિ. છેવટે સૌ જમી રહ્યા તે વખતે બન્ને મિત્રો સાથે જ બોલી ઉઠયા કે " ત્રણ મહીને આજે જ પેટભરીને જમ્યા." જતી વખતે રામસુન્દરે એક વાર ફરીથી સરલાના સ્હામું જોયું. હવે તો સતીશથી ખમાયું નહિ. મનમાં તો ઘણો ગુસ્સે થયો પણ મિત્રનું અપમાન કરવું તે ઠીક નહિ એમ ધારીને મૂગો બેઠો. બન્ને મિત્રો બ્હાર આવીને બેઠા એટલે તરત જ રામસુન્દરે પૂછ્યું, " ભાઈ, એ છોકરી કોણ છે ? જ્યારે હું પ્હેલાં આવ્યો હતો ત્યારે તો અહીં કોઈ ન્હોતું." આ સાંભળતાં જ સતીશનો ક્રોધાગ્નિ પ્રજ્વલિત થઇ ગયો, અને ઘણા ગરમ મીજાજથી તે બોલ્યો, " રામસુન્દર, તું બહુ દુષ્ટ માણસ લાગે છે. જ્યાં સુધી જમતો હતો ત્યાં સુધી તો એના જ સ્હામું જોતો હતો, છતાં હજુ ધરાયો નહિ કે પાછો બ્હાર આવીને પણ ત્હેની જ વાત કરે છે ? શું ત્હારામાં એટલી બધી નીચતા છે કે તું મ્હને પણ આવો પ્રશ્ન પૂછી શકે ! ખરેખર, ત્હેં મ્હારા અંતઃકરણમાં બહુ દુઃખ ઉત્પન્ન કર્યું છે."

સતીશના શબ્દોથી રામસુન્દર જરા કે ગુસ્સે ન થયો. પરન્તુ ઘણી નમ્રતાથી ફરીથી પૂછ્યું, "ભાઈ, તું ગુસ્સે ન થઈશ. ત્હેં મ્હારે માટે કહ્યું તે વાત ખરી છે, પણ ત્હેનું કારણ ત્હારે જાણવું જોઇએ ત્હેનો ત્હેં કંઈ વિચાર કર્યો નથી. હું જાણું છું કે આપણે બધે રખડી આવ્યા તે ફોકટ ગયું છે, તો પણ હું સાચું જ કહું છું કે હવે મ્હેં મ્હારી બ્હેનને દેખી છે. ત્હેને હું કયારે મળું એમ જ મ્હને થયાં કરે છે. માટે ભાઈ, આ વાત તમ્હે જરા મામાને પૂછો તો ઠીક. મ્હારૂં હૃદય સાક્ષી પૂરે છે કે તે તે જ છે કે જેને હું ઘણા દિવસથી ખોળું છું. હવે તે કામ પૂરૂં થશે જ."

સતીશબાબુ અતિશય લજ્જાથી અને વિસ્મયથી ત્હેના સ્હામું જોઈ રહ્યો, અને ત્હેના પોતે કરેલા અપમાનથી પસ્તાઇને બોલ્યો, " રામસુન્દર, શું સાચું જ કહો છો કે એ તમ્હારી ખોવાયલી બ્હેન જ છે ?"

**રામ**.—"હું જ્યારે આઠ વર્ષનો હતો ત્યારે જ મ્હારી વ્હાલી બ્હેનને મ્હેં ગુમાવી હતી, પરન્તુ હજી પણ ત્હેનો ચ્હેરો મ્હને સારી પેઠે યાદ છે. ત્હેનો સ્વર્ગીય કાન્તિપૂર્ણ ચ્હેરો આજ પણ મ્હારી આંખો આગળ રમે છે. **સરલા**ની સાથે તે તદ્દન મળતો આવે છે. વળી મ્હને સારી પેઠે યાદ છે કે ત્હેના એક ગાલ ઉપર બે ન્હાના ન્હાના કાળા તલ છે. **સરલા**ના ચ્હેરા પર તે મ્હેં જોયા. માટે ચાલો ડૉકટરબાબુને પૂછીને ખાત્રી કરીએ."

બન્ને જણા ડૉકટર સાહેબના ઓરડામાં ગયા. તેઓ આરામ ખુરશીમાં પડીને ચોપડી વાંચતા હતા. બન્ને મિત્રોને ત્યાં આવેલા જોઈ તેઓ બોલી ઉઠ્યા કે "ભાઇઓ, હવે જરા આરામ લ્યો. ઘણા દિવસની મુસાફરીથી ત્હમે થાકેલા છો." **સતીશ** ધીરેથી બોલ્યો કે "મામા, **રામસુન્દર** **સરલા**ને માટે તમને કંઈ પૂછવા માગે છે." આ સાંભળી ડૉકટર સાહેબ કાંઇક ભાવભરી દૃષ્ટિથી **રામસુન્દર**ની સ્હામું જોઈ રહ્યા. ત્હેમના ચ્હેરા ઉપર આનંદાશ્ચર્ય પ્રકટી નીકળ્યું. પછી ધીરેથી પૂછ્યું કે—"**સરલા**ને માટે તમ્હેં શું પૂછવા માગો છો?" **રામસુન્દર** ઘણી નમ્રતાથી બોલ્યો કે "મામા, આજ હું મ્હારા ઘરની એક ખાનગી વાત આપને કહી સંભળાવું. તેથી હું અને **સતીશ** આટલા દિવસ બ્હાર શા માટે રખડી આવ્યા તે વાતની તમને બધી સમજણ પડશે, અને જેનું ફળ કંઈ પણ ન મળ્યું ત્હેનું કારણ હવે બધું જણાશે."

"મ્હારા પિતા **રામપ્રસાદ**ને એક **શિવપ્રસાદ** નામે ન્હાના ભાઈ હતા. ત્હેમને એક જ છોકરી હતી. જેને ઘરમાં બધાં **ન્હાની**ને નામે બોલાવતાં હતાં. હું પણ એકનો એક જ હતો. તે મ્હારાથી છ વર્ષ ન્હાની હતી. મ્હારા કાકા અમ્હારા ઘરમાં જ મરણ પામ્યા. મ્હારાં કાકીનો સ્વભાવ જરાક આકળો હતો, અને પોતાની આબરૂ માટે બહુ જ ટેક હતો. તેઓ કોઇનો એક શબ્દ પણ સહન કરી શકતાં નહિ. એક દિવસ કંઇક ઘરની વાત કરતાં મ્હારા પિતાજી ત્હેમના ઉપર બહુ ગુસ્સે થઈ ગયા, અને ઘરમાંથી જતાં રહેવાની ક્રૂરતાથી આજ્ઞા કરી. તે માટે ત્હેમને પાછળથી ઘણો જ પસ્તાવો થયો, અને તે કલંકને લીધે ત્હેમણે આ લોક છોડી પરલોક વાસ કર્યો. મ્હારાં કાકી તો તે જ રાત્રે ઘર છોડીને ચાલી ગયાં હતાં.

અને ન્હાનીને લઈ ગયાં હતાં. મ્હારા પિતાએ ઘણી ખોળ કરી પણ ત્હેમનો પત્તો ન મળ્યો. મરતી વખતે ત્હેમણે મ્હને છેલ્લી આજ્ઞા કરી કે “ગમે તેમ કરીને ત્હારી કાકી અને બ્હેનને ખોળી કાઢજે, અને જ્યારે મળે ત્યારે ત્હેમની બધી સંપત્તિ વ્યાજ સુદ્ધાંત ત્હેમને સોંપી દેજે, અને એ રીતે મ્હારૂં કલંક ધોઈ મ્હારા આત્માને શાન્તિ આપજે. મ્હારૂં ગયા શ્રાદ્ધ ત્હેમાં જ સમજજે. અને કદાચિત ત્હેનો પત્તો ન જ મળે તો તું **લગ્ન કરીશ નહિ.** ત્હારા શરીરની સાથે જ આ કલંકિત વંશની સમાપ્તિ કરજે. બેટા, કલંકિત જીંદગી કરતાં નિર્વંશ રહેવું તે જ ઠીક છે. વંશ–નાશ તે પાપનું પ્રાયશ્ચિત છે. મ્હને આશા છે કે તું તે પ્રાયશ્ચિત્તથી આપણા વંશને લાગેલું કલંક દૂર કરવા પ્રયત્ન કરશે.” આટલું કહેતાં કહેતાં પિતાનો પ્રાણ ઉડી ગયો. ત્હેમના મૃત્યુ પછી હું બહુ જ ચિન્તાતુર હતો કે હવે મ્હારે શું કરવું. ભાઈ સતીશચંદ્રને મ્હેં બધી વાત કહી દીધી હતી. એણે રોજની પેઠે મ્હારા આ દુઃખમાં પણ ભાગ લીધો હતો. પરન્તુ તમ્હેં જાણોછો કે ત્હેનું પરિણામ કંઇ જ ન આવ્યું. ઉલટું અમ્હેં કંઈ કંઇ મુશ્કેલી વેઠી થાકી ને લોથ થઈ ગયેલા અહીં આવ્યા. પરંતુ અંહીં સરલાને જોતાં જ મ્હારૂં મન અત્યંત પ્રસન્ન થયું. હું ફરીથી ને ફરીથી એ જ કહેવા માગું છું કે એ જ મ્હારી ન્હાની બ્હેન છે. હવે તમ્હેં કૃપા કરીને કહો કે સરલાને માટે મ્હારી જે ધારણાછે તે વિષે તમ્હેં શું ધારો છો?” ડૉક્ટર સાહેબે શાન્તિથી કહ્યું:—

“રામસુન્દર, હું ત્હેનો ઉત્તર આપી શકું તે કરતાં આ પત્ર જે સરલાની માતાએ મરતી વખતે મ્હને આપ્યો હતો ત્હેનાથી તમ્હેં કાંઈ વિશેષ જાણી શકશો, અને મ્હને ખાત્રી છે કે મનમાનતો ખુલાસો મેળવી તમારૂં હૃદય શાન્ત થશે.”

ડૉક્ટર સાહેબે પેટી ઉઘાડી ત્હેમાંથી બે કાગળો કાઢીને ત્હેને આપ્યા. ત્હેણે તે વાંચ્યા, અને તેથી ત્હેની ખાત્રી થઈ કે એક ત્હેની પોતાની કાકીનો પત્ર હતો, અને બીજો ત્હેના પૂજ્ય પિતાજીનો લખેલો હતો, જે રજીસ્ટર્ડ કરેલો હતો. એટલે સરલા તે જ ત્હેની વ્હાલી બ્હેન હતી ત્હેની ખાત્રી થઈ ગઈ. તેથી રામસુન્દર એકદમ ડૉક્ટર બાબુને પગે પડ્યો. ત્યારે સતીશ આશ્ચર્યમાં ડૂબેલો ત્યાંથી ઉઠીને બ્હાર ગયો. ડૉક્ટર બાબુએ સર-

લાને બૂમ પાડી કે તરત જ તે આવીને ઉભી રહી. **રામસુન્દર** હવે સ્થિર ન રહી શકયો. તે એકાએક આવેશભર્યા વેગથી ગદ્‌ગદ્‌ કંઠ થયેલો **સરલા**ની પાસે ગયો, ને ત્હેને સ્નેહથી પોતાને ગળે લગાડી. તે વખતે ત્હેની આંખોમાંથી હર્ષનાં આંસુ ચાલી જતાં હતાં. તે વખતે **સરલા** કંઇ ન સમજી શકવાથી એવી ગભરાઈ ગઇ કે શું કહેવું તે કંઈ સમજી શકી નહિ. ત્યારે ડૉકટરબાબુએ ત્હેની મુંઝવણ સમજી જઇને મધુર શબ્દોથી ત્હેના મનનું સમાધાન કર્યું.

"બ્હેન, આ બીજું કોઈ નથી પણ ત્હારો ભાઇ **રામસુન્દર** છે. ત્હારે માટે જ તે દેશવિદેશમાં ઘણા જ હેરાન થઈ પાછો આવ્યો છે. તું તે દિવસે વાત કરતી હતી કે "મ્હારી માતા મ્હને વારંવાર કેહેતી હતી કે "**સરલા**, ત્હારે એક ભાઈ છે. તે જરૂર ત્હને એક દિવસ મળશે." આજે ત્હારી સ્વર્ગીય માતાની ભવિષ્ય વાણી ખરી પડી છે, માટે આનન્દપૂર્વક ભાઇનું સન્માન કરજે."

( ૭ )

ચાર માસ પછી ડૉકટરબાબુએ નીચે લખેલું નિમંત્રણ પત્ર પોતાના સર્વ મિત્રોને ત્યાં મોકલ્યું:—

પ્રિય મહાશય,

મ્હારા ભાણેજ **સતીશચન્દ્ર વિદ્યાનિધિ, એમ. એ.** નાં લગ્ન જવાનપુરના સુપ્રસિદ્ધ રહીશ સ્વર્ગીય પંડિત **શિવપ્રસાદજી**ની કન્યા સાથે કરવાનું નિર્ધાર્યું છે. ત્હેનું શુભ મુહૂર્ત **વસંત પંચમી**ને દિને છે. તે દિવસે આપ સહ કુટુમ્બ સહપરિવાર પધારી લગ્નના આનન્દમાં વૃદ્ધિ કરી અમને આભારી કરશો એમ આશા છે.

નિવેદક **રામનાથ** પંડિતના **જય જય.**

હવે કહેવાની જરૂર રહી નથી કે **સરલા** અને **સતીશ**નાં લગ્ન બહુ જ ધામધૂમથી થઈ ગયાં. **રામસુન્દરે** પોતાની બધી સંપત્તિ **સરલા**ને અર્પણ કરી દીધી. **સતીશ**ની સાથે ત્હેની મિત્રાચારી હજી એવીને એવી જ કાયમ

રહી છે. સોનું અને સુગન્ધ સાથે મળવાથી તે વધારે દીપી નીકળે ત્હેમાં શું આશ્ચર્ય ! સરલાના સુખમાં હવે કાંઈ જ બાકી નથી.

રામસુન્દર જેવો ભાઇ સર્વ બ્હેનોને મળે, અને ડૉકટરબાબુ જેવા પરોપકારી સજ્જનો દુનિયામાં ઘણા ઉત્પન્ન થાય એમ આપણે અંતઃકરણ-પૂર્વક ઇચ્છીશું.

આઇનાબાગ, ગિરગામ,<br>
મુંબાઈ, તા. ૧૨-૩-૧૯૧૬.

---

## રા. છગનલાલ હરિલાલ પંડ્યાકૃત પુસ્તકો.



| | રૂ. આ. પા. |
|---|---|
| કાદમ્બરી ( સચિત્ર ) ... ... ... | ૨—૦—૦ |
| એક અપૂર્વ ભક્ત. ... ... ... | ૦—૮—૦ |
| ક્રાઇસ્ટનું અનુકરણ. ... ... ... | ૦—૮—૦ |
| " સચિત્ર મૂલાક્ષર"નાં પત્તાં ... ... ... | ૦—૮—૦ |

## પ્રો. કાન્તિલાલ છગનલાલ પંડ્યાકૃત પુસ્તક.



શ્રીયુત ગોવર્ધનરામ. ૧—૦—૦